# જીવનનું રહસ્ય

ટૉલ્સ્ટૉય

પ્રકાશક:

સી. જમનાદાસની કંપની

મુંબઈ નં. ૨.

# પ રિ ચ ય

રશિયાનાં ક્રાન્તિવાદી સાહિત્યકાર તરીકે કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉયનું નામ જગમશહૂર છે. તેના કરતાં તો સાધુજીવનનાં આદર્શ તરીકે તે વિશ્વવંદ્ય મહાત્માઓની કોટીમાં વિરાજે છે. એ પદ પામતાં પહેલાં એમણે પોતાનું અદ્ભૂત તપોબળ જગતને બતાવી આપ્યું હતું.

સમાજમાં સર્વત્ર દેખાતી ભયંકર કરૂણતા ભરી વિલક્ષણતાને લીધેજ એમના વિચારનું અને જીવનનું અદ્ભૂત પરિવર્તન થયું છે, એ વાતનું સમર્થન કરતાં મો. બોબોરીકન નામના લેખક લખે છેઃ "...તેઓ દઢતાપૂર્વક માની રહ્યા છે કે શ્રીમંત કુટુંબનું વર્તન છેકજ પાપમાં ડૂબેલું હોય છે. એક વખત ઘરનાં સ્ત્રી વર્ગને તેમણે કહ્યુંઃ આવું વર્તન તમને ગમે છે કેમ ? એ વર્તનથી તમને શરમ નથી આવતી ? છાતીનો લગભગ અર્ધો ભાગ ખુલ્લો રહે એવો પોષાક પહેરીને, તમે કકડતી તાઢનાં દિવસોમાં નાચમાં જાવ છો. નૃત્યગૃહમાં તો અગ્નિની ગરમી પુષ્કળ હોય છે એટલે તમને કંઈ લાગતું નહિ હોય. પણ તમારા ગાડીવાળાને સવારના ચાર વાગ્યા સુધી, બરફ પડતું હોય એવી ખુલ્લી જગ્યામાં ઉભું રહેવું પડે તે માટે તમને કંઇજ લાગતું નથી ? અરે ! તેને બે માયા ભર્યા શબ્દો તો કહો અને આ શબ્દો ઉચ્ચારતાં તેમનું હૃદય કેટલું વિદીર્ણ થતું હશે તે તેમનાં મુખ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું."

એવા અસંખ્ય અનુભવોને પરિણામે તેમના વિચારનું ધ્યેય શ્રમજીવી ગરીબોનાં જીવન તરફ દોડવા લાગ્યું. તેમણે પોતેજ એક ઠેકાણે લખ્યું છે, "પાર્લામેંટની શબ્દજાળ કરતાં આ ગરીબ લોકોના વિચાર મને સેંકડો ગણા મહત્વના લાગે છે. લાખો માણસો જે પરિસ્થિતિમાં રહે છે અને કેવળ જીવન માટે તરફડીયાં મારે છે, તે પરિસ્થિતિમાં જાતે જઇને રહ્યા સિવાય, અને એ વાત પ્રત્યક્ષ ચક્ષુથી જોયા સિવાય ખેડુતોનાં તરફડીયાંનું મહત્વ શું છે તે કદિ પણ સમજાશે

નહિ...જે લાખો માણુસોનાં અસ્ખલિત પરસેવાથી આપણે સુશિક્ષિત બની, એશઆરામ ભોગવીએ છીએ, તેમના રૂણુમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો એ આપણું આદ્ય કર્તવ્ય છે." અને આ સિદ્ધાંતને અનુસરી, ટૅાલ્સ્ટૅાયે પોતાની તવંગર હાલતનો ત્યાગ કરી, શુદ્ધ શ્રમજીવી પ્રમાણે કષ્ટ સહન કરી, સાદાઇમાં રહેવા લાગ્યા. ત્યારે "શ્રીમંત અને સુશિક્ષિત માણુસો પ્રત્યે મારા મનમાં વિલક્ષણુ પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થયો. એ લોકોનો માનવ જન્મ વ્યર્થ છે એમ મને સ્પષ્ટ સમજાવા લાગ્યું. અને હંમેશ તન્તોડ મહેનત કરનારા લોકોનાં જીવનમાં કંઇક સાર્થકતા છે એની મને ખાત્રી થવા લાગી."

મહાત્મા ટૅાલ્સ્ટૅાયનો બીજો સિદ્ધાંત વિશ્વબંધુત્વ અને પ્રેમ–દયા ધર્મમાં સમાઇ જાય છે. "Love is God and he that dwelleth in love, dwelleth in God and knoweth God." આ બાઇબલ વચનમાંથી તેમણે જગતનું સાચું રહસ્ય તારવ્યું છે. પણુ એમના પ્રેમની ભાવના સંકુચિત નથી. "ફક્ત મિત્રો પરજ પ્રેમ રાખનાર માણુસ કંઇ નવું કરતો નથી. પણુ પોતાના શત્રુપર પણુ પ્રેમ રાખવો એ ભગવાનની આજ્ઞા છે. ઇશ્વરથી ડરીને અને આપણી સદ્‌વિવેક બુદ્ધિને અનુસરીને આપણે આપણું વર્તન રાખીએ તો તેથી ફક્ત એક દેશનું તો શું, પણુ સમગ્ર માનવજાતિનું કલ્યાણુ થશે અને માનવહૃદયમાં બંધુ ભાવ જાગ્રત થઈ જગતમાં ઐકય વ્યાપશે, એવી એમની દૃઢ માન્યતા હતી. કદાચ આ સિદ્ધાંત અવ્યવહારૂ લાગે, પણુ ટૅાલ્સ્ટૅાય તો ભાર પૂર્વક જણાવે છે કે: "જે સિદ્ધાંત પોતાના અંતરાત્માને સત્ય લાગે તેને આચારમાં મૂકવાની તત્પરતા જનસમાજમાં ન હોય અને તેટલાજ ખાતર આપણે તે આચારમાં ન લાવીએ તો આપણુને તત્વવ્યભિચારનો રોગ લાગુ પડે છે." અને એ વ્યભિચારને લીધેજ જગત વિનાશ તરફ જતું જાય છે.

આ અને એવા અનેક આદર્શ વિચારો ટૅાલ્સ્ટૅાયનાં હૃદયનાં મંથનરૂપ નવનીતની જેમ તરી આવ્યા હતા. પરંતુ તે પોતેજ જણાવે

છે તેમ તે સર્વનો ઉપદેશ કરવાનો પ્રયત્ન લેખકે કર્યો નથી. "કારણ મને ઉપદેશ કરતાંજ આવડતો નથી. ઉપદેશ દેવાનો મનમાં ઉભરો તો થઈ આવે પણ મારી પોતાની કૃતિને જોઈ મન પાછું પડે છે. લોકોને ઉપદેશ કરવો હોય તો શબ્દોથી નહિ પણ પ્રત્યક્ષ આચરણથી કરવો. એવી મારી ઇચ્છા છે."

એ ઇચ્છાને એમણે ફળીભૂત પણ કરી. અને એ સિદ્ધાંતને કળાના તાંતણામાં ગુંથવા લાગ્યા. આમાં દંતકથાઓ અને પુરાણોની વાતોમાં રહેલા નીતિ તત્વો તેમને ઘણા મદદ રૂપ થઈ પડયા. જૂને ચીલેજ ચાલતી દુનીયાને ઇશ્વર પ્રત્યેની દઢ શ્રદ્ધાને લીધે ઓછાં દુઃખ-વાળી અને મૃત્યુની વેદના વિનાની એમની કલ્પના સૃષ્ટિનાં સ્વપ્ન એમણે ગરીબ ખેડુત જીવનની સાદી વાર્તાઓ દ્વારાજ બતાવ્યા.

એમનાં સત્ય કથનોના ઘુંટડા ભલે કડવા લાગે. પણ એમની કળાની અસર ફક્ત રશિયન સાહિત્ય પરજ થઈ છે એટલું નહિ, પણ તેનાં જીવનમાં પણ તેણે નવું જોમ આણ્યું છે. એક હૃદય બીજા હૃદય સાથે વાત કરતું હોય એવી તેની સરળ શૈલી વાંચનારનાં હૃદય તંતુઓને એકદમ સ્પર્શી ઉઠે છે.

કળા વિશે તેમણે એક ઠેકાણે જણાવ્યું છે: "માનવજાતની ખરી સેવા બજાવનારો કળાકાર તો તેજ છે કે જે મનુષ્યનાં મનની નિદ્રિત ભાવનાઓને જાગૃત કરી, કળાનું રહસ્ય તથા ઉચ્ચ ધ્યેય તે સામાન્ય માણસોના હૃદયમાં ઉતારી શકે.

કળાના એમનાં એ ધ્યેયને ગુજરાતી સાહિત્યકારોએ પણ છેલ્લાં દસ-પંદર વર્ષથી જાણે અજાણે અપનાવી લીધું છે.

એમની કેટલીક વાર્તાઓના સંગ્રહ પ્રગટ થઇ ચૂકયા છે. છતાંય તેમની કેટલીક લાક્ષણિક વાર્તાઓ ગુજરાતીમાં ઉતારવાની ઇચ્છા રોકવા મન થતું થતી. કારણ કે ગુજરાતનાં આજનાં મંથનકાળમાં એવા વિચારશીલ મહાત્માઓની અનુભવ કથાઓ ઘણું મહત્વનું કાર્ય સાધી શકે.

સંગ્રહને "'જીવનનું રહસ્ય' એવું નામ અપાયું છે તે સકારણ છે. કારણ કે આમાંની ઘણી ખરી વાર્તાઓમાં મહાત્મા ટૉલ્સ્ટૉયે તેનીજ રચી આદર્શ પ્રેમ અને દયાનાં જીવન મંત્રને વધારે સ્પષ્ટતાથી રજૂ કર્યા છે.

છતાંય એ વાર્તાઓને વાર્તાઓ કહેવી કે કેમ એ વિચારવા જેવું છે. ખરૂં જોતાં તો એમાં ટૉલ્સ્ટોયે પોતાનાં હૃદયનાં સંગીત સૂરોનેજ વાર્તાનાં સ્વરૂપમાં જનતા સમક્ષ મૂક્યા હતા. એ સૂરોને ગુજરાતીમાં ઉતારવાનો આ નમ્ર પ્રયાસ છે. પારકાનાં સંગીત સૂરોને ઝીલનાર ગાનારો ક્વચિત મૂળ આલાપમાં ફેરફાર કરવાની સ્વતંત્રતા લઇ શકે. એ નકલી ફેરફાર જો અસલ સૂરને વધારે માધુર્યવન્તો કરે, તો અસલ સંગીતનીજ એ ખૂબી છે. અને જો એમાં ભૂલ કરે ત્યાં એ દોષ નકલી ગાનાર નોજ હોયને !

મુંબાઇ
૧૫ : ૯ : ૩૧

યશવન્ત મ. દેશાઇ

*

## અ નુ ક્ર મ

Withhold not good from them to whom it is due, when it is in the power of thine hand to do it.

*

Say not unto thy neighbour, Go, and come again, and tomorrow I will give; when thou hast it by thee.

—*Solomon*

# પ્રેમનું મહારાજ્ય

આપણે મૃત્યુમાંથી જીવનમાં આવ્યા તેનું કારણ પ્રેમ.
જે પોતાના બંધુઓ તરફ પ્રેમ નથી રાખતો તે મૃત્યુને
પોતાની સમીપ ખેંચતો જાયછે. વ્હાલાંઓ, ચાલો આપણે
એક બીજાને ચાહીએ કારણકે પ્રેમ એ પરમેશ્વર છે અને જે
પ્રેમ રાખે છે તે ઈશ્વરનોજ બાળ છે. **"સંત જોન"**

રસ્તા ઉપર પડતી બારી આગળ બેસી છગન દરજી હંમેશ કપડાં સીવ્યા કરતો. હા ! એ ખરૂં કે બારીમાંથી રસ્તે જનારાઓની ઝાંખી માત્રજ થઇ શકતી, પણ તેની કાંઈ ફીકર નહિ, છગન ફક્ત ચાલ ઉપરથીજ માણસોને પારખી શકતો. ઘણાં વર્ષથી એ ગામમાં રહ્યો હતો એટલે એને ઘરાકી પણ ઠીક જામી હતી. એટલે પડોશના ઘણાં થોડાં કપડાં એવાં હશે કે જે એણે સીવ્યાં ન હોય. અથવા જેના પર ભલમનસાઇથી એકાદ બે ટાંકા એણે મારી ન આપ્યા હોય. અને લોકોને પણ એના કામથી સંતોષ હતો. એનું સીવેલું ટકે ઘણું. દોરા પણ એ સારા વાપરે અને સીલાઇ પણ ઓછી લેવાનો

અને એ ઉપરાંત એનો વાયદો પણ ખોટો પડે નહિ; એટલે એક વખત એની પાસે આવેલો ઘરાક કોઈ દિવસ બીજે જાયજ નહિ. તે પ્રમાણિક માણસ ગણાતો. પણ વૃદ્ધાવસ્થામાં તો પોતાના આત્માનો વધારે વિચાર કરતાં કરતાં તે ઇશ્વરની વધારે નજીક જતો હતો.

તેની જુવાનીમાંજ પત્નીના અકાળ મૃત્યુનો ઘા તેના પર પડયો હતો. જીવન એને અસાર લાગત પણ પ્રેમાળ પત્નીના સ્નેહના ફળરૂપ એક પુત્ર તેને આંગણે રમતો હતો. તેની આગળની બે છોકરીઓ બચપણમાંજ મરણ પામી હતી, એટલે આ એકના એક સંતાન તરફ હવે છગનનું સર્વસ્વ કેંદ્રિત થયું. પહેલાં તો એને થયું કે પોતાની બેનને ત્યાં એને મોટો થવા દઉં, પણ પાછળથી મારા છોકરાને પારકા કુટુંબમાં રહેવું ગમે કે નહિ પણ ગમે એમ ધારી પોતાની સાથેજ તેણે છોકરાને રાખ્યો. પરંતુ પુત્ર સુખ એને નસીબે ઇશ્વરે લખ્યું ન્હોતું. છોકરો જરાક મોટો થઇ, બાપને થોડી મદદ લાગતો થયો. એ આનન્દના અનુભવનું પ્રથમ ટીપું પણ છગન પીએ તે પહેલાં તો એ માંદો પડી, સાત દિવસે મૃત્યુની અખંડ નિદ્રામાં સૂતો.

આ અચાનક આફતના ડુંગર નીચે દટાયલા છગનને કોઇપણ માણસ દીલાસો આપી શકયો નહિ. તેનું અશાન્ત મન ધીમે ધીમે ઇશ્વરના અન્યાય પર દુઃખી નિસાસા નાંખવા મંડયું. એને જીવન એટલું તો હેતુ વગરનું લાગ્યું કે પોતે ઇશ્વરને, મોતને માટે પ્રાર્થના કરવા લાગ્યો અને પોતા જેવા બુઢ્ઢાને જીવતો રાખી, કુમળા બાળકના પ્રાણ હરનાર દૈવને ફીટકારવા લાગ્યો. ઇશ્વરમાંથી તેની શ્રદ્ધા ધીમે ધીમે એટલી તો ઉઠી ગઇ કે તેણે મંદીરમાં જવાનું પણ બંધ કર્યું.

અકસ્માત એવું બન્યું: એક વૃદ્ધ જાત્રાળુ છગનની દુકાને આવી ચઢયો, તેનું સ્વાગત કરી, દરજી તેની સાથે વાતચીતમાં તલ્લીન બન્યો. પોતાની અપાર વેદનાની વાત કરતાં, છગન બોલ્યો:

"મને હવે ઈશ્વરનો ડર નથી. હું તો હવે મોતનેજ માગુ છું. મારા જીવનમાં હવે કોઇ જાતનો મોહ રહ્યો નથી."

"તમારે એમ ન બોલવું જોઇએ. ઇશ્વરનાં કૃત્યોની ટીકા કરવાનો આપણને અધિકાર નથી. આપણી પોતાની સંકુચિત બુદ્ધિપર નહિ, પણ ઇશ્વરી નિયમોમાં આપણે શ્રદ્ધા રાખવી જોઇએ. ઈશ્વરને એજ યોગ્ય લાગ્યું હશે કે તમારો પુત્ર મરવો જોઇએ. માટે એજ યોગ્ય હશે. જો એમાં તમને નિરાશા લાગતી હોય તો એનું કારણ એજ કે તમારી સ્વાર્થી મોજ મઝાને માટે તમે વધારે જીવવા માગતા હો."

"ત્યારે મારે શાને માટે જીવવું?" છગને પૂછ્યું.

"ઇશ્વરને માટે" સાધુએ આકાશ તરફ દષ્ટિ કરી કહ્યું, "તેણેજ તમને જીવન આપ્યું છે. માટે તમારે તેને માટેજ જીવવું જોઇએ. જ્યારે એને માટે તમે જીવતાં શીખશો, ત્યારેજ નિરાશા તમારો ત્યાગ કરશે અને આ જીવનના દુઃખ પણ ખમવાં સહેલાં લાગશે."

છગન થોડી વાર ચૂપ રહી, પાછો બોલ્યોઃ "પણ ઇશ્વરને માટે હું કેવી રીતે જીવું?"

"ઈશ્વરેજ આપણને એ માર્ગ બતાવ્યો છે." વૃદ્ધે જવાબ આપ્યો, "તમને વાંચતા તો આવડે છે. બધા ધર્મનાં પુસ્તકો વાંચો તો તમે ઈશ્વરને માટે જીવતાં શીખી જશો."

આ શબ્દોથી છગનના અંતરમાં દૃઢ અસર થઇ. અને ધર્મનાં પુસ્તકો વાંચવાનું તેણે શરૂ કર્યું, પહેલાં તો એનો વિચાર એવો હતો કે વાર તહેવારે એ ગ્રંથો વાંચવા, પણ એક વખત વાંચવા માંડયા પછી, એના આત્માને એમાંથી એવી તો અપૂર્વ શાન્તિ મળવા લાગી કે એ પુસ્તકોનીજ એને લગની લાગી. એટલે એક દિવસ પણ એવો ન જાય કે એણે કંઇ વાંચ્યુ ન હોય. એક વખત તો રાતના વાંચતાં વાંચતાં દીવાનું તેલ પણ પુરૂં થયું.

આમ રોજ વાંચે અને જેમ જેમ વધારે વાંચે તેમ તેમ એ શીખ્યો કે માનવિની શી ફરજ છે અને માણસ પ્રભુમય જીવન કેવી રીતે ગાળી શકે. પહેલાં તો સૂવા જાય ત્યારે પોતાનાં છોકરાંનુ નામ દઈ તે રડયા કરતો પણ હવે તો 'સચ્ચિદાનંદ' એમ નામ લઇ નીરાંતે પોઢી જાય.

ત્યાર પછી છગનના જીવનનું અજબ રીતે પરિવર્તન થયું. પહેલાં તો રજાનો દિવસ હોય તો સાંજે હોટલમાં જઈ એકાદ બે કપ ચાહના પી જતો. કોઈકવાર તો દારૂની બાટલી લેવામાં પણ તેને વાંધો ન્હોતો. અને અઠંગ પીનારો નહિ છતાં પણ ઘણીકવાર દારૂથી ટં થઇ ગમે તેમ બુમાબુમ કરતો ઘર ભણી આવતો. પરંતુ હવે તો સવારથી ઉઠી, કામમાં ચિત્ત પરોવે અને આખા દિવસના અથાગ શ્રમને અંતે દીવો સળગાવી પેટીમાંથી ચોપડી કહાડી વાંચવા માંડે. પોતાનું હૃદય પવિત્ર બનાવતો રહે.

એક વખત મોડી રાત સુધી તે ખ્રીસ્તી લોકોનું ધર્મ પુસ્તક વાંચતો હતો. તેની નજર આગળ નીચેના શબ્દો દોડી રહ્યા.

"જે કોઇ તને એક ગાલે તમાચો મારે તેને બીજો ગાલ ધર, અને જે તારૂં પહેરણુ લઇ જાય તેને તારો કોટ પણ લઇ જવામાં આડખીલી ના કર. કોઇ પણ માણસ જે કાંઈ માગે તે તેને આપ, અને જે તારી પાસે લઇ જાય તેની પાસે તે પાછી માગવા જતો ના, અને બીજા માણસો પાસે તારા પ્રત્યે જેવું વર્તન રખાવવાની તારી ઇચ્છા હોય, તેવુંજ વર્તન તેમની પ્રત્યે તું રાખ."

અને તેણે આગળ વાંચ્યું:

"શા માટે મારે મ્હોંડે 'પ્રભુ પ્રભુ' એમ કહી, હું કહું તે ચીજ કરતો નથી. જે માણસ મારી પાસે આવી, મારાં વચન સાંભળી, તે પ્રમાણે વર્ત્તે છે. તે કોના જેવો છે તે હું કહીશ. ઉંડા પાયા ખોદી, પત્થર પર પોતાના ઘરને તે બાંધે છે. અને જ્યારે પવનના ફુફાળા

સાથે વર્ષાદના તોફાન એ ઘર ઉપર નાચે, ત્યારે એ ઘરને જરા પણ ઇજા થતી નથી. કારણકે એ પત્થરના પાયા પર રચાયલું છે. પરંતુ જે મારાં વચન સાંભળી તે પ્રમાણે કરતો નથી, તે રેતી ઉપર પાયા વિના ઘર બાંધનારા જેવો છે. અને પવનના પહેલા સુસવાટાની સાથેજ તેનું ઘર જમીનદોસ્ત થઇ જાય છે. અને તેનો નાશ પણ સર્વવિધ હોય છે."

આ શબ્દો વાંચી, તેના હૈયામાં ઉલ્લાસ ઉભરાયો તેણે ચશ્મા કહાડી નીચે મૂકયાં અને આંખ મીંચી ધ્યાનમાં પડયો. પોતાના જ જીવનની એ વચનો વડે તુલના કરી વિચારવા લાગ્યો.

"મારૂં ઘર પત્થરના પાયા પર બાંધ્યું છે કે રેતીના? ઇશ્વરે જે જે ફરમાવ્યું છે, તે બધું જ મેં કર્યું છે એમ ધારવું ઘણું સ્હેલું છે પણ એમાંથી કાળજી વિનાના થઈ આપણે પાપમાં પડીએ છીએ પણ હું તો ઇશ્વરના વચન પ્રમાણે જ જીવન ગાળવા પ્રયત્ન કરીશ. અને ઇશ્વર મને મદદ કરશે.

મોડી રાત થઇ હતી એટલે તેણે સુવાની તૈયારી કરવા માંડી. પણ પાછો તેના મનમાં વિચાર ગુંજવા લાગ્યો: "હું તો ખાઉં, પીઉં અને મારી જાતની જ જરૂરીઆતોનો વિચાર કર્યાં કરૂં છું. પણ કોઇ અતિથિની સેવાનો ખ્યાલ મારા મગજમાં હજી આવ્યો નથી. ઘણાને ઘેર પરમાત્મા પણ પરોણા થઇ પધાર્યા છે. શું મારી રંક ઝુંપડીએ પણ તે કોઇ દિવસ દર્શન દેશે? હું પોતે તેનાં શા સત્કાર કરીશ?"

"છગન" કોઇ ધીમા અવાજે તેના કાનમાં ગણગણવા લાગ્યું.

તે ઉંઘમાંથી ઝબુકયો. કાળી વાદળીઓમાં વીજળી ઝબુકે તેમ: બારણાં તરફ તેણે નજર ફેરવી પણ ત્યાં કોઇ દેખાયું નહિ. પણ પાછા તેણે શબ્દો સાંભળ્યા: "છગન, છગન, કાલે રસ્તા પર નજર કરજે, હું તને મળવા કાલે આવીશ."

છગન ઉઠયો અને આંખ ચોળી પોતે જાગૃત અવસ્થામાં કે સ્વપ્નામાં આ શબ્દ સાંભળ્યા હતા તે કહી ન શકયો.

*

બીજી સવારે પ્રાતઃકાળે વ્હેલા ઉઠી, પ્રાતઃ કર્મથી પરવારી, તે પોતાને કામે વળગ્યો. પણ કામમાં તેનું ચિત્ત ગઇ રાતના વિચિત્ર અનુભવો તરફ જ દોડવા લાગ્યું. એકાદ ક્ષણે એમ લાગતું કે એ તો પોતાનાં તરંગી મનની કલ્પના હશે. જ્યારે બીજી પળે પોતે તે અવાજ સાંભળ્યો જ છે એવી દૃઢ શ્રદ્ધા તેના મનમાં ઉદ્‌ભવતી. "હા, કોઈનો અવાજ હતો" તેણે નિશ્ચય કર્યો.

બારી આગળ કામ કરતાં બેઠો બેઠો તે બહાર નજર રાખ્યા કરતો હતો. જ્યારે કોઇના પગ જોતો ત્યારે બારીએ ડોકું લંબાવી જનારનું મ્હોં બરોબર જોઇ લેતો. આમ ઘણાં માણસો એક પછી એક તેની દુકાન આગળથી પસાર થઈ ગયાં છેવટે એક વૃદ્ધ—જૂનાં બૂટ પહેરી, શરીર પર સાલ વીંટાળી રસ્તે જતાં છગનની દુકાન આગળ ઉભો. છગને તેને ઓળખ્યો. તેનું નામ હતું સુજનસિંહ. જુવાનીમાં લશ્કરનો સિપાઈ હતો, છગન દરજીને એ ખબર હતી. તે બારીની બ્હાર રસ્તા પરનો કાદવ સાફ કરવા લાગ્યો—છગને આ જોયું અને પાછો પોતાને કામે વળગ્યો.

"મારૂં મન એમાં જ ગુંચવાયલું છે" તેણે વિચાર્યું, "આ સુજનસિંહ અહીં કાદવ સાફ કરે છે એટલે મને એમ જ લાગ્યું કે ભગવાન મને મળવા આવ્યા છે ખરેખર આ વાળ સફેદ થતાં, મારૂં મગજ પણ જતું લાગે છે."

વળી પાછો બ્હાર જોવા ડોકું લંબાવ્યું તે પણ ભાગ્યે જ એણે દસબાર ટાંકા માર્યા હશે. એણે જોયું કે સુજનસિંહે દીવાલ પર પોતાની સાલ મૂકી, તેને અઢેલી આરામ લઇ, ઠંડીથી બચવા ગરમી લેવા પ્રયાસ કરતો હતો.

"હવે એ ઘરડો થયો છે," છગન મનમાં બોલ્યો, "અને હવે તેનામાં પહેલાં જેવી શક્તિ પણ નથી. કાદવ પણ તેનાથી ખસેડાતો નથી. તેને થોડીક ચાહ પાઉ ?"

તરત જ તે ઉઠ્યો, અને ચાહ બનાવી. અને બારી આગળ જઇ, આંગળી વડે બારી ઠોકી. સુજનસિંહે પાછા વળી, તેની સામે જોયું. છગને તેને આંગળીવતી ઘરમાં બોલાવ્યો અને પોતે બારણું ઉઘાડવા ગયો. "અંદર આવી જરા ચાહ પીઓ. એટલે થોડી ગરમી આવશે. આ થંડીમાં તો તમે ગળાઇ ગયા લાગો છો." "ભગવાન તમારૂં ભલું કરે" તે બોલ્યો, "હા. મારાં હાડકાં ઘણાં દુઃખે છે."

તે અંદર આવ્યો. ખરડાયલા ભીના પગને સાફ કરવા લાગ્યો કે ઘરની જમીન બગડે નહિ. પણ છગને તેને અટકાવતાં કહ્યું: "તેની ફીકર ના કરો. હું બધું સાફ કરી નાખીશ. આવો અહીં બેસો એટલે આ ચાહ આપણે પૂરી કરીએ." આમ કહી તેણે એક ગ્લાસ ભરી ચાહ પોતાના મ્હેમાનને આપી. તે પુરી કરી, સુજનસિંહે છગનનો આભાર માન્યો, પણ એ સ્પષ્ટ હતું કે એને વધારેની ઇચ્છા હતી.

"તમો થોડી વધારે પીઓ" પાછું ગ્લાસ ભરતાં છગન બોલ્યો, અને ગ્લાસ ભરી પાછો પોતે બારીમાંથી બ્હાર જોવા લાગ્યો.

"શું અત્યારે તમે કોઈની રાહ જૂઓ છો ?" સુજને પુછ્યું.

"હું રાહ જોઉ છું એમ પૂછો છો ? ખરૂં જોતાં, હા-કારણ મારા સ્મરણપટમાં અમુક શબ્દો ચોંટી રહ્યા છે. તે સ્વપ્ન હતું કે નહિ તે હું કહી શકતો નથી. હું કાલે ધર્મગ્રન્થ વાંચતો હતો તેમાં ભક્તને મળવા ઇશ્વર તેને ઘેર પધાર્યાની વાત હતી—તમે એ સાંભળી છે ?"

"હા, મને ખબર છે. પણ આપણે અજ્ઞાન માણસ એટલે પરમાત્માના વચનોનો ભેદ આપણને ક્યાંથી ખબર ?"

છગને આગન્તુકને ગઇ રાતની બધી વાત કહી સંભળાવી; અને છેવટે ઉમેર્યું : "એ શબ્દો મારા મનમાં રમી રહ્યા છે. અને એ ગમે તેટલું મૂર્ખાઈ ભર્યું લાગે છતાં હું દરેક ક્ષણે આજે પરમાત્માના આગમની રાહ જોઉં છું."

સુજનસિંહ કાંઇ પણ બોલ્યો નહિ. તેણે તો ચાહનું બીજું ગ્લાશ પૂરૂં કરી, બાજુ પર મૂક્યું. પણ છગને ત્રીજીવાર તે ભરતાં કહ્યું : "આ ત્રીજું પણ પી જાવ" અને તેણે પાછું અતિથિના હાથમાં ચાહથી ભરેલું ગ્લાસ આપી બોલવા લાગ્યો: "મને ઘણી વાર યાદ આવે છે કે જ્યારે પરમાત્મા પૃથ્વી પર પધારે છે ત્યારે આપણા જેવા ગરીબ દલિત અને સામાન્ય લોકો સાથે જ તે રહે છે. મજૂરો અને પાપીઓ જ તેને વધારે પ્રિય છે. તેણે તો એમ જ કહ્યું છે કે જેઓ નમ્ર હોય છે, સુલેહ કરનારા હોય છે, દયાળુ અને દાનેશ્વરી હોય છે. તે જ ખરા સુખી છે."

સુજનસિંહ તો ચાહની વાત ક્યારનીય ભૂલી ગયો હતો. તે વૃદ્ધ હતો એટલે પ્રભુની આ વાત સાંભળી તેની આંખમાંથી સેહજે આંસૂ ઉભરાવા લાગ્યા. એ આંસુ ઉભરાતાં નયને શાન્તિથી બેસી સાંભળી રહ્યો હતો.

"પણ તમારી ચાહ તો એમ જ રહી ગઇ" તેને એ સ્થિતિમાં જોઈ છગન બોલ્યો. પણ સુજનસિંહ આકાશ ભણી નમસ્કાર કરી ઉઠયો—

"હું તારો આભાર માનું છું, છગન" તે બોલ્યો "તેં મને તારો ભાઇ ગણી, મારા દેહ અને આત્માની ભૂખ શાન્ત કરી છે."

"પણ ભાઇ કોઇ વખત પાછા જરૂર આવજો. મને ઘણો આનંદ થશે.

આમ સુજનસિંહ તો આવ્યો અને ગયો. પણ છગન તે બારી આગળ બેઠો બેઠો, કપડાં સીવતો પ્રભુના આગમનની રાહ જોતો રહ્યો.

*

વખત જતો ગયો તેમ ઘણાંયે માણસો રસ્તા પરથી ચાલ્યાં ગયાં થોડી વારે ચીંથરેહાલ દેદારમાં એક સ્ત્રી રસ્તા પર બારી આગળ અટકી. છગને બારીમાંથી જોયું કે તે ગરીબ દેખાતી બાઈના હાથમાં એકબાળક હતું. અને વરસાદની પીડાથી બચવા માટે પોતાનાં ફાટેલાં કપડામાં તે બાળકને બરોબર વીંટાળવા માટે જ તે બાઇ બારી આગળ જોરથી ફુંકાતા પવન તરફ પૂંઠ કરી થોભી હતી. દુકાનમાંથી પણ બચ્ચાના રૂદનનો અવાજ છગન સાંભળી શક્યો. તે રૂદનમાં દુઃખની ભયંકર ચીચીઆરીઓ હતી—અને પેલી બાઇ બાળકને છાનું રાખવાના વ્યર્થ પ્રયત્ન કરતી હતી–છગન તરત જ ઉઠયો અને બારણું ખોલી બાઇને બૂમ પાડવા લાગ્યો.

બાઈએ તેની સામું જોયું.

"આ કુમળાં બાળક સાથે એમ વર્ષાદમાં કેમ ઉભા રહ્યાં છો ? આ ઓરડામાં ગરમી છે ત્યાં આવો તમે બચ્ચાંને સારી રીતે વીંટાળી પણ શકશો, આવો ઘરમાં આવો."

"બાઇ આ વૃદ્ધ દરજીની ભલમનસાઈ જોઈ વિસ્મય પામી અંદર આવી. બુઢ્ઢો તેને ખાટલા આગળ લઇ ગયો.

"અહીં બેસો" તે સળગતી સગડી ખાટલા પાસે આણી બોલ્યો, "આ તાપણુંથી તમને ગરમી લાગશે. અહીં નીરાંતે બચ્ચાંને ધવડાવો એટલે તે રડતું બંધ રહેશે."

"પણ મારા સ્તનમાં જરાયે દૂધ નથી." તે બાઇએ જવાબ આપ્યો. "આજે સવારે મારે નશીબે કશુંય ખાવાનું ન્હોતું."

તરત જ છગન રસોડા બાજુ દોડી ગયો. અને રોટલો, માખણ વગેરે લઈ પાછો આવ્યો. અને સગડી પર ચાહ બનાવવાની તૈયારી કરવા લાગ્યો. "બાઇ તમે અહીં બેસી નીરાંતે ખાઇ લો" તે બોલ્યો "એટલામાં હું આ બાળકને રાખીશ મારે પણ બાળક હતાં તેમને રાખતાં મને આવડે છે."

બાઇએ છગનનો આભાર માની ખાવા માંડયું, અને છગન પોતાના હાથમાં બાળકને લઇ જેમ તેમ રમાડવા લાગ્યો. ખાતાં ખાતાં બાઇએ પૂછય વગર જ પોતાનો વૃત્તાંત જણાવ્યો.

"હું એક સિપાઇની સ્ત્રી છું." પણ મારા પતિને આઠ મહીના થયાં દૂરની જગ્યાએ નોકરી પર મોકલ્યા છે. ત્યારથી એમને વિશે કંઈ સંભળાયું જ નથી. પહેલાં તો એક શેઠને ત્યાં હું રાંધનારી બાઇ તરીકે કામ કરતી હતી. પણ આ બાળકના જન્મ પછી બરોબર નોકરી ન થવાથી મને શેઠે ત્રણ મહીના ઉપર રજા આપી. ત્યાર પછી નોકરી ધંધા વગર જે કાંઈ બચાવ્યું હતું તે પુરૂં થયું. મને બીજે ઠેકાણે નોકરી પણ મળી નહિ. પણ એક વેપારીને ત્યાં મારી દાદી દાસી તરીકે હતી. ત્યાં આજે હું સાંજે ગઇ હતી કારણ કે ત્યાં મને નોકરી આપવાનું શેઠાણીએ વચન આપ્યું હતું. પણ આજે ત્યાં મને આવતે અઠવાડીયે આવવાનું જણાવ્યું. અહીંથી તો એ ઘણો આઘે રહે છે, એટલે મને અને આ બાળકને આ વર્ષાદમાં ઘણો થાક લાગ્યો."

છગને ઉંડો ઉષ્ણ નિશ્વાસ મૂકયો—"શું તમારી પાસે કાંઇ ગરમ પહેરવાનું નથી."

"ભાઈ, આ વખત તો ગરમ બંડી પહેરવાનો છે. પણ કાલે જ મેં ચાર આના લઇ એ વેચી નાંખી."

બાઇએ હવે ખાવાનું પુરૂં કર્યું હતું. તેણે પોતાનાં બાળકને લઇ લીધું. એટલે છગને પેટીમાંથી પોતાની સ્ત્રીનું જૂનું બદન કહાડી

તે બાઈને આપ્યું. " લો આ, છે તો જૂનું, પણ તમને થોડો વખત કામ આવશે."

બીચારી બાઇ બદન અને વૃદ્ધ તરફ તાકી તાકી જોવા લાગી પછી તેની આંખ આંસુ વડે ઉભરાઈ. " દાદા–ઇશ્વર તમને સુખી કરશે. ખરેખર તેણે જ મને તમારી બારી આગળ મોકલી લાગે છે. નહિ તો મારા આ વ્હાલાં બચ્ચાનું આજે કમોતે જ મરણ થાત. પણ તમને ઈશ્વરે જ બારી આગળ બેસાડયા હતા કે જેથી મારી કફોડી હાલત જોઇ, મારા પર તમે દયા બતાવી શકો."

છગન જરાક હસી બોલ્યો : " ભલી બાઈ, તેણે જ મને ત્યાં બેસાડયો હતો પણ બીજા જ કારણે હું બારી બ્હાર જોતો હતો. હું તો પરમેશ્વરની રાહ જોતો હતો " આમ કહી તેણે તે બાઇને પોતાના સ્વપ્નની વાત કહી.

" તેમ પણ હોય. પરમેશ્વર જરૂર તમારે ત્યાં આવશે." તે બાઇ બોલી અને ઉભી થઇ, પોતાનાં બચ્ચાંને છગને આપેલા બદનમાં વીંટાળવા લાગી. પાછી તેને પગે પડી તેનો આભાર માનવા લાગી.

" અને આ પણ સાથે સાથે લેતા જાવ એમ કહી પાંચ રૂપીયાની નોટ ગજવામાંથી કહાડી બાઇના હાથમાં મૂકી " એમાંથી એક સારૂં બદનનું કપડું લઈ આવજો. હું પોતે જ તમને સીવી આપીશ.

બાઈ ગઇ અને પોતે પણ થોડું ખાઈ, વાસણ સાફ કરી છગન પાછો કામે વળગ્યો પણ એકાદ પડછાયો નજરે ચઢે કે તરત જ પરમાત્માના આગમની રાહ જોતો બારી બહાર દષ્ટિ ફેંકતો, હજીય તેનાં ભગવાન તેની મઢુલીએ આવ્યા ન્હોતા !

*

પછી ઓચીંતુ તેણે કંઈક જોયું. તેનાં ઘરની સામે એક જમરૂખ વેચનારી બાઇ ઉભી હતી. તેની ટોપલીમાં થોડાંક જમરૂખ વેચવાનાં બાકી હતાં. તેના ખભાપર, કોઇ સ્થળે નવું ઘર બંધાતું હશે ત્યાંથી

એકઠી કરી આણેલી છોડીનો ભારો હતો. આ ભારથી તેનું ખભું દુખવા આવું હશે એટલે તેને બીજા ખભા પર મૂકવાનો તેનો વિચાર હતો. આમ કરવા તેણે જમરૂખની ટોપલી જમીન પર મૂકી, છોડીનો ભારો હાથ વડે નીચે ઉતાર્યો અને તેને બીજા ખભા પર મૂકવા જતી હતી. એવામાં રસ્તે જતા એક છોકરાની નજર ટોપલીમાનાં જમરૂખ ઉપર પડતાં, તેમાંથી એક ઉંચકી તે નાસી જવાની તૈયારીમાં હતો. પણ પેલી ડોસીએ છોકરાને જોયો એટલે જેમ તેમ કરી તેનો હાથ પકડયો. છોકરાએ છૂટવા માટે ફાંફાં તો ઘણાં માર્યા, પણ ડોસીએ એને બરાબર ઝાલ્યો હતો. એટલે છોકરે બુમાબૂમ કરી, ડોસીને ગાળો ભાંડવા માંડી. આ જોઈ છગન પોતાનું કામ પડતું મૂકી, દુકાનમાંથી રસ્તાપર દોડતો આવ્યો. દોડતાં દોડતાં ઓટલા પર એનાં ચશ્મા પણ પડી ગયાં, તેનું એને ભાન પણ ન રહ્યું. તરતજ ડોસી છોકરાને ખેંચી, પોલીસ આગળ લઈ જવાની ધમકી આપતી હતી તેમની પાસે એ જઈ ચઢયો. બન્નેને તેણે છૂટા પાડી બાઇને કહ્યું: “ માજી એને જવા દો. માફી આપો. ”

“ હા હું એને જવા દઇશ. ” તે ખીજાસમાં બોલી “ પણ પોલીસના દંડુકાનો સ્વાદ ચખાડયા પછીજ. હું તો એ બદમાશને ચોકી પરજ લઈ જઈશ. ”

પણ હજીયે છગને વિનંતી ચાલુ રાખી, “ એને જવા દો. ડોસીમા હવે પછી કોઇ દિવસ એવું નહિ કરે. ઇશ્વરને ખાતર એને છોડી દો.”

બાઇએ છોકરાને છોડયો એટલે તરતજ તે નાસવા જતો હતો પણ છગને તેને પકડી લીધો.

“ તારે બાઇની માફી માંગી, પાછું કોઇ પણ દિવસ એવું ન કરવાના સોગંદ લેવા જોઇએ. મેં પોતેજ તને જમરૂખ ચોરતાં જોયો હતો. છગન બોલ્યો.

છોકરો રડવા લાગ્યો અને તેણે ડોસીની માફી માગી.

"લે આ બીજું જમરૂખ" એમ કહી ડોસીનાં ટોપલામાંથી બીજું જમરૂખ લઇ છગને તેને આપ્યું. "હું એનાં પૈસા આપી દઇશ."

"પણ તમે એ લુચ્ચાને આમ અગાડી મૂકશો" બાઇ બોલી, "એને તો એવું ઇનામ મળવું જોઇતું હતું કે એને યાદજ રહી જાય." બાઇ "છગન બોલ્યો" ઇનામ આપવાની આપણી રીત એવી હશે પણ પરમેશ્વરની નહિ. જો જમરૂખ ચોરવા માટે આને આબકાની સજા કરવી જોઇએ, તો આપણને આપણા પાપો માટે કઈ સજા ?"

બાઇ ચૂપજ રહી. છગન આગળ બોલ્યે જતો હતો. અને પેલો બાળક અને બાઇ તેને સાંભળ્યા કરતાં હતાં—"ઇશ્વરે આપણને ફરમાવ્યું છે કે એક બીજાનાં ગુન્હા આપણે માફ કરીયે નહિ તો એ પોતે આપણા ગુન્હા કેમ માફ કરે ? આપણે બધાને માફી આપવી જોઇએ અને ખાસ નાદાનોને તો ખરીજ."

ડોસીએ માથું હલાવી, નિસાસો મૂક્યો, "હા. તે ખરૂં છે પણ આવા નાના ગુનેગારો તો તદન બગડી ગયા છે.

"તો આપણા જેવા વૃદ્ધોની ફરજ છે કે તેમને સુધારવા."

"હા." પલટેલી બાઇનો આત્મા બોલ્યો. તે જવાની તૈયારી કરવા લાગી. ભારો હાથમાં પકડી ખભા પર મૂકતી હતી તેવામાં પેલો બાળક આગળ આવી બોલ્યો.

"ના, દાદીમા એ તો હું ઉંચકી લઈશ. તમારા ઘર સુધી મૂકી આવીશ.

બાઇએ ભારો છોકરાને આપ્યો, અને બન્ને રસ્તે પડયાં. ડોસીમાં તો છગન પાસે જમરૂખના પૈસા લેવાનાં પણ ભૂલી ગયાં. તેમને જતાં, છગન પ્રેમભરી આંખે જોઈ રહ્યો.

*

રાત્રે કામથી પરવારી, તેનું મન પુસ્તકો તરફ દોડયું. એટલે ગઇ રાતનો અનુભવ પાછો તેની આંખ આગળ ખડો થયો કે તરતજ તેનાં તરફ કોઇનાં આવવાનો અવાજ થયો. તેણે પાછું જોયું તો એક ખૂણામાં પડછાયા જોયા. તે કોના હશે ? તે બરાબર ન ઓળખી શકયો. પણ તેનાં કાનમાં એક મધુર અવાજ ગુંજવા લાગ્યો.

"છગન, છગન મને ઓળખતો નથી ?"

"તું કોણ છે ?" વિસ્મિત છગન બોલ્યો.

"હું-હું" તે અવાજ પાછો આવ્યો. અને પેલા અંધારા ખૂણા-માંથી સુજનસિંહની આકૃતિ બહાર આવી. તે હસી અને એક ન્હાની વાદળી વીખરાઇ જાય તેમ પાછી ચાલી ગઈ.

"એ તો હું" પાછો અવાજ આવ્યો. અને તેજ ખૂણામાંથી પેલાં છોકરાંવાળી નિરાધાર બાઇ આગળ આવી. તે બન્ને હસ્યાં અને પાછાં અંધારામાં વિલીન થઇ ગયાં, "અને એતો હું" અવાજ પાછો આવ્યો. અને તે ખૂણામાંથી છોકરો અને જમરૂખવાળી બાઇ આગળ આવ્યાં, અને હાસ્ય વેરી પાછાં ચાલ્યાં ગયાં.

આકાશ તરફ જોઇ, છગને નમસ્કાર કર્યા ત્યારે તેનો આત્મા અનેરા આનન્દથી નાચી રહ્યો હતો. તેની નજર પુસ્તકને એક પાને પડી તેમાં લખ્યું હતું.

"હું ભૂખ્યો હતો અને તેં મને ખોરાક આપ્યો. હું તરસ્યો હતો ને તેં મને પાણી આપ્યું. હું અજાણ્યો હતો ને તેં મને તારો સાથી બનાવ્યો."

છગને આગળ વાંચ્યું.

"તેં જે સેવા તારા માનવ બંધુઓની બજાવી છે તે મારીજ સેવા કર્યા બરાબર છે.

અને છગનને લાગ્યું કે કાલ રાત્રીની કલ્પના આજે સત્ય થઇ છે. ભગવાન એનાં મ્હેમાન થઈ પધાર્યા હતા. અને તેનાં એણે રૂડા સ્વાગત કર્યાં હતાં.

## ભભૂકતી જ્વાલા

" અસલના જમાનામાં તમને શીખવવામાં આવ્યું કે આંખનો બદલો આંખથી, દાંતનો બદલો દાંતથી અને વેરનો બદલો વેરથી લેવો પણ હું તમને ફરમાવું છું કે એમ કરી પાપમાં પડતા ના. "

ભગવાન ઈસુ

અધિકારીઓના પણ ત્રણ પ્રકાર કહેલા છે. કેટલાક ઇશ્વરમાં શ્રદ્ધા રાખી, મૃત્યુની ઝાંખીથી ડરતા, પોતાના હાથ નીચેના માણસો તરફ પ્રેમ અને સહાનુભૂતિથી વર્તે છે, બીજા : જેને માણસ નહિ પણ પશુનુંજ વર્ણન સત્ય હોય. નથી ઈશ્વરને સંભારતા કે નથી મ્હોતની પરવાહ કરતા. અને ત્રીજો : જે તદ્દન અધમ વર્ગ તે એવાનો કે જેઓ પ્હેલાં વર્ષોપર સાધારણ મજૂરી કરી એકદમ નીચેથી ઉપરી પણાના ભોકતા થયા હોય-એટલે ' હલકાને હવાલદારી મળી ' એ સૂત્રાનુસાર ' હમ બી કુચ હય 'ના જેવું મગજમાં રાઈ ભરેલું વર્તન રાખનારા.

એવાઓના હાથ નીચે નોકરી કરવી એ તો તલ્વારની ધાર પર ચાલવા કરતાંય અઘરૂં !

એવાજ વર્ગનો એક અધિકારી મુકાદમ સારંગગામની મીલ્કત ઉપર દેખરેખ રાખવા નીમાયો હતો. ત્યાં દરેક ખેડુતને ફરજીયાત વેઠ કરવી પડતી, સારંગગામની જાગીર, મોટા વિસ્તારવાળી અને ફળદ્રુપ ગણાતી. તેમાં ઇમારતી ઝાડનાં જંગલોની હારની હાર દોડીજતી, રસાળ બગીચાઓ ફુલડાંની સુવાસથી બ્હેકતા અને કુદરતનાં ઝરણાંઓ દિવ્ય સંગીતની લહરી ઉરાડતાં. જાગીરદાર અને ખેડુતો વચ્ચે પહેલાં તો ઘણો સંપ અને સંતોષ હતો પણ અમૃતમાં વિષ બિન્દુ સમાં ઉપરોકત મુકાદમનાં આગમન પછી એ સુંદર ભાવના વિલોપ થઇ હતી.

પોતાનું એવું સ્થાન લેતાં વ્હેંતજ ગરીબ ખેડુતો પર મુકાદમ સાહેબે પોતાની અમલદારીનો તીખો દોર ચલાવવા માંડયો, તેની કુટુંબજંજાલ તો ટુંકી હતી પણ તૃષ્ણાની માયાએ શુભ-અશુભ રીતિઓથી પૈસા પેદા કરવાનો તેને મોહ લગાડયો હતો. તેમાં વળી તેના હૃદયનાં પ્રત્યેક અણુમાં નિર્દયતાનું આવરણ પથરાયલું હતું. એટલે ખેડુતો પર હદ ઉપરાંતનો ગેરકાયદેસર વેઠનો બોજો વધારી, છુપો નફો મેળવાવા એક ઘીનું કારખાનું ખોલ્યું, અને તેમાં પણ જાગીરદારનાજ ખેડુતો ને તેમનાં બાળબચ્ચાંઓ પાસે કામ કરાવી લગભગ અધમૂઆંજ કરી નાંખવા માંડયાં એક વખત તો કેટલાક ખેડુતો રાજનગર જઈ શેઠસાહેબ આગળ ફરિયાદ કરવાની ધૃષ્ટતા બતાવી શકયા પણ મુકાદમ સાહેબની ખટપટથી તેમની અરજીઓનો નકારમાં જવાબ મળ્યો અને ખેડુતો ખાલી હાથે નસીબને દોષ દેતા પાછા ફર્યા. એટલે આ બનાવથી વધારે હિંમતવાન થયલા મુકાદમની અબાધિત દુર્વ્યવસ્થા શકિત, પવનવા વેગે ચોતરફ પસરવા માંડી અને જે ખેડુતોએ જાગીરદાર સાહેબ આગળ ફરિયાદ કરવાનું ડહાપણ કર્યું હતું, તેમના પર વેર લેવા મુકાદમ તેમને વધારે વધારે સતાવવા લાગ્યો.

વળી ખેડુતોમાં પણ કેટલાક ફુટેલા હતા અને મુકાદમ સાહેબ આગળ ડાહ્યા થવા, તેમની આગળ બીજાઓની ચાડી ખાતા–અને પોતપોતામાં જ એક બીજા સાથે અંદર ખાનેથી અણબનાવ રાખતા—પરિણામ એ આવ્યું કે સારંગગામની આખી જાગીરી મીલ્કતપર અંધાધુંધીનું સામ્રાજ્ય ફેલાવા લાગ્યું અને નિર્દય મુકાદમની કુશક્તિઓ વધુને વધુ નિરંકુશ થતી ગઈ.

વખત એવો આવ્યો કે સર્વ ખેડુતો મુકાદમના ત્રાસથી, એક જંગલી ઉશ્કેરાયલા હિંસક જનાવરથી બ્હીએ તેમ ડરવા લાગ્યા. બધા તેનાથી આઘા ફરતા, તેની દૃષ્ટિની બહાર જ રહેવા પ્રયત્ન કરતા મુકાદમની કુશાગ્ર બુદ્ધિની બ્હાર આ સર્વ ન્હોતું. જેમ જેમ ખેડુતો તેનાથી વધારે ડરતા, તેમ તેમ તેઓને વધારે ને વધારે સતાવવામાં તેને આત્મ સંતોષનો આનંદ થતો. ચાબૂકના ચમકારથી, શક્તિ ઉપરાંત ખેડુતો પાસે કામ કરાવી, તેમને ત્રાહે ત્રાહે પોકરાવતો.

ખેડુતો પણ આવા નિર્દય વર્તન પ્રત્યે ધુંધવાઈ રહ્યા હતા. બહારથી તો કોઈ પણ બોલી શકે એમ હતું નહિ એટલે બે ચાર દોસ્તો ભેગા થઈ છુપી મસલતો ચલાવતા એટલું જ. એક વેળા કોઇ એકાન્ત જગ્યામાં બધા ભેગા મળ્યા હતા તેમાં એક વધારે હિંમતવાન ખેડુત બોલી ઉઠયો.

"આપણે કયાં સુધી આવા જંગલી વર્તન તરફ આંખ આડા કાન કરીશું. ચાલો, એનો એક સામટો નિકાલ કરી નાંખીયે. એવા માણસને તો મારી નાંખીયે તોયે પાપ ન લાગે."

પણ દલિત ખેડુતો, અતિ–ઉદ્યમથી ચેતન વિહોણા થયેલા કૃષિકારો ફક્ત બોલી જ શકતા. કોઇપણ ખેડુત મુકાદમને મારી નાંખવા તૈયાર ન્હોતો.

તહેવારના દિવસો શરૂ થવાને થોડી વાર હતી. આજે જંગલમાં-

નું ઘાસ કાપી જમીન ચોકખી બનાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. બપોરના ભાતું ખાવા બધા ભેગા મળ્યા ત્યારે વાતચીત પાછી શરૂ થઇ.

"આમ આપણે ક્યાં સુધી નીભાવ્યા કરીશું ?" તે લોકો વિચારી રહ્યા : "આ તો આપણને દુઃખ અને ત્રાસથી ગાંડાતૂર બનાવી દેશે. રાત ને દહાડો આપણી પાસે એટલું તો ગજા ઉપરાંતનું કામ કરાવે છે કે આપણને કે આપણા બૈરાંઓને એક ઘડીની ફુરસદ નથી મળતી. અને આટલું ગદ્ધા વૈતરૂં કર્યાં છતાં પણ જરા જો વાંક થાય તો એ તરત ઉશ્કેરાઇ જાય અને આપણા વાંસા પર અનહદ માર મારી સોળ ઉઠાડે તે તો જૂદું, પેલો રામલો એના ચાબૂકના ત્રાસથી વગર મોતે મરી ગયો. અને આ આપણા છગનને હમણાં ગઈ કાલેજ વગર ગુન્હાએ થાંભલા સાથે બાંધી ફટકાવ્યો. અને અત્યારે પાછો આવશે ત્યારે તો કોણ જાણે શી આફત આપણા લલાટે લખાઇ હશે ! માટે આજે આપણે એટલુંજ કરવું કે જેવો એ આવે કે તરત તેને ઘોડા પરથી નીચે ખેંચી કહાડવો, અને માથા પર કુહાડાનો ફટકો જોરથી લગાવી તેનો એક સામટો નીકાલ કરી નાંખવો. અને કોઇ અજાણ્યા સ્થળે તેના શરીરને લઇ જઈ, તેના કટકે કટકા ઉડાવી, પાણીમાં ફેંકી દેવો, પણ એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની કે આપણે બધાએ એકત્ર રહેવું. એક બીજાની પડખે ઉભા રહેવું. આપણામાં કોઈ પણ વિશ્વાસઘાતી ન જોઇએ" વસને ધીમે ધીમે આ કાવત્રુ પોતાના સાથીઓને સમજાવ્યું. એવીજ એકાદ રીતે મુકાદમ સાહેબનો નીકાલ કરવા માટે તે ઘણા વખતથી આતુર હતો. કારણ કે તેની તરફ એને ખાસ વેર હતું તેને મુકાદમ સાહેબની ચાબુક સાથે કમને પ્રિય દોસ્તી સાધવી પડી હતી, દર અઠવાડીએ કંઇ નહિ તો બે ત્રણ વાર પણ તેનાં દેહ સાથે પ્રિયતમા સમી એ ચાબૂક જોરથી રમત રમતી અને તેનાં ઝણઝણનો ચીરકાળ અનુભવ કરાવતી

એટલુંજ નહિ પણ તેની પત્નીને તે પોતાના ઘરમાં નોકરડી તરીકે ઉંચકી ગયો હતો.

આમ ખેડુતોએ આપખુદ મુકાદમને પૂરો કરવાનું ગુપ્ત કાવત્રુ રચ્યું તેજ દિવસે સાંજે તે નામદારની પધરામણી થઇ, હજી તો ઘોડાની ગતિ ધીમી પડી નથી, એવામાંજ તેમને કોઇ બ્રહ્મર્ષિની જેમ અગમચેતના થઈ ગઇ કે પોતાની ઇચ્છા મુજબ લાકડાં કાપવાનું કામ થયું નથી. એક ભારીમાં એણે ડાખળાં વળગેલાં જોયાં.

"મેં તમને ન્હોતું કહ્યું: કે આમ લાકડાની ભારીમાં ડાખળાં રાખવા નહિ" તે બોલ્યો, "આ કોની ભારી છે. કહીદો નહિ તો બધાને ફટકાવવા પડશે."

આમ કોની ભારીમાં ડાખળાં આવી ગયાં છે એમ મુકાદમે પૂછતાં, મારના ત્રાસથી બ્હીધેલા મજુરોએ સોમલા તરફ આંગળી ચીંધી. એટલે તેનાં મ્હોંપરથી લોહીની ધાર વહે ત્યાં સુધી મુકાદમે તેને ફટકાર્યો અને વસનની પણ ભારી જરાક ન્હાની હતી એટલે તેને પણ બે ચાર ફટકા લગાવી, તે સીધાવ્યા.

"તમે તે કેવા માણસ છો?" તે ગયો એટલે વસન બોલ્યો, "માણસ નહિ પણ કુક્કર છો કુક્કર! એક બીજાને એમજ કહ્યા કરો છો કે જોજો બધા તૈયાર રહેજો, તૈયાર રહેજો." અને જ્યારે ખરો વખત આવે ત્યારે બધા ડરી જાવ છો, એમજ પેલી વાર્તામાં ચકલીઓ કાગડાની સામે બાંહેધરી કરવા તૈયાર થઈ હતી, "તૈયાર રહો, તૈયાર રહો. કોઇએ વિશ્વાસઘાત કરવો નહિ" આમ તેઓએ નિશ્ચય કર્યો, પણ જ્યારે કાગડો આવ્યો, ત્યારે બધા પોતપોતાના માળામાં સૂઈ ગયાં અને મનગમતું ઇંડું કાગડો ઉપાડી ગયા પછી પાછા ભેગા થઇ, "અરર આ શું થયું"ની ઝૂસરાણુ મચાવવા લાગ્યા અને જોયું કે પોતાની એક પ્રિય વસ્તુ ચોરાઇ ગઇ છે. "આ કોનું

છૂટુ ગયું ? પેલી નાનીનું ? ચાલો એના નસીબમાં એવું લખ્યું હશે." તમારી બધાની બાબતમાં પણ એમજ છે. "કોઇએ પણ દ્રોહી થવું નહિ. બધાએ એક રહેવું" એવું તમે બોલ્યા તો કરો છો. સોમલાને માર્યો ત્યારે તમારે એનું માથુંજ ભાંગી નાખવું હતું પણ ના, એ તો તૈયાર રહેજો તૈયાર રહેજો, પેલો કાગડો આવે છે. " અને પછી એ આવ્યો ત્યારે તમે બધા સંતાઈ ગયા."

*

આમ તો ઘણીએ વાર થતું. છેવટે લાંબા વખત પછી મુકાદમનો અંત આણવા ખેડુતો પાછા તત્પર થયા, તેમાં વળી એક પ્રસંગ પણ મળ્યો.

તહેવારના દિવસો શરૂ થવાની આગલી રાતેજ મુકાદમ સાહેબે ફરમાન મોકલ્યું: "ઘઉંનો પાક કરવા એક વિશાળ ખેતર હળ ફેરવી, તૈયાર રાખવું." તહેવારના દિવસોમાંજ આમ કામ કરવું પડે એ બધાને અપમાન જેવું લાગ્યું. બધા વસનના વાડામાં વિચાર કરવા એકઠા થયા.

"જો તે ઈશ્વરને ભૂલી" એક ઉગ્ર સ્વભાવનો ખેડુત બોલ્યો, "આપણી પાસે તહેવારનાં દિવસોમાંજ કામ કરાવશે, તો એને મારી નાંખવો એ આપણી પવિત્ર ફરજ છે, ચાલો, આ વખતે એને સાફ કરી નાંખીએ."

આ વખતે એક ગરીબ ગાય જેવો દેખાતો ખેડુત વાડામાં પ્રવેશ્યો તેનું નામ હતું ભોગીલાલ પણ બધા તેને 'ભોગીયો ભગત'ના ઉપનામથી સારી રીતે ઓળખતા. કારણ કે કોઈ પણ જાતની ધાંધલ તેને પસંદ ન્હોતી. પોતાનું કામકાજ રીતસર કરી, ઈશ્વરની ભક્તિમાં તે ધ્યાન રાખતો. ખેડુતોની અત્યાર સુધીની ગુપ્ત વાતોમાં તેની સંમતિ પણ ન્હોતી. તેમાં તેણે ભાગ પણ ન્હોતો લીધો. અત્યારે

પણ તે અકસ્માતજ વસનના વાડામાં આવી ચઢયો હતો. ખેડુતોની વાત તેને વાહીયાત જેવી લાગતાં તે બોલ્યો:

"ભાઇઓ, અત્યારે તમે એક મોટું પાપ કરવા નિશ્ચય કરી રહ્યા છો, માણસની જીંદગીનો નાશ કરવો એ ઘોરમાં ઘોર કામ છે. બીજાની જીંદગીને એક પળમાં આમ ઠોકરે ઉડાવવી એ તો ઘણું સહેલું છે પણ તમારી પોતાની જીંદગીનું શું? એના કર્યાં એનેજ વેઠવાં પડશે માટે તમે બધા ધીરા પડો."

વસનજી, ભગતની આ ભવાઇ સાંભળી ખીજાયો, "ભોગીઆ," તે બોલ્યો: "તારે તો એકજ વાત જોવાની રહી કે માણસને મારવો એ મોટું પાપ છે, હા, એ પાપ ખરૂં એ તો અમે પણ અમારી બુદ્ધિથી જોઈ શકીએ છીએ. પણ આ મુકાદમ જેવા દયા વગરના માણસને મારવામાં તો જરાયે પાપ નથી. સારા માણસને મારવો એ પાપ; પણ આના જેવા નીચ કુતરાને મારીયે તેમાં શું? અરે! ઇશ્વરે એનું મ્હોત આણવાજ આપણને ફરમાન કર્યું છે; આપણને સર્જ્યા છે બીજા માણસોના ભલાને ખાતર આપણે હડખાયા કુતરાને શા માટે મારી નાંખીએ છીએ? આને જીવતો રાખવો એ તો એને મારી નાંખ્યા કરતાંય મોટું પાપ છે. એ તો આપણા જીવનનો સર્વનાશ કરતોજ જાય છે. ભલે એનું ખૂન કરવાથી આપણું ગમે તે થાય. આપણા ભાઇબંધો, આપણા બૈરાં છોકરા માટે જો આટલું બલિદાન આપણે આપીશું, તો તે લોકો આપણો જીંદગીભર આભાર માનશે. ભોગીયા, તારી બધી વાત અર્થ વગરની ખાલી છે. તુંજ કહેને, કે આ પવિત્ર દિવસોમાં ઇશ્વરનું ધ્યાન લેવાને બદલે, ખેતરમાં કામ કરવા જવું એ શું ઓછું પાપ છે? તું પોતેજ કામે કેમ કરતાં જશે? તું તો મોટો ભગત છે! આમ કહી, વસન મર્મભર્યું હસવા લાગ્યો.

"હું શા માટે ન જાઉં?" ભોગીયો બોલ્યો, જો મને પવિત્ર

દિવસોમાં પણ ખેડવાનું કહે તો હું જરૂર ખેડું કારણ કે એ કામ કંઇ હું મારે ખાતર કરવાનો નથી, ઈશ્વર જાણે છે કે એનો ખરો કરનાર કોણ છે, હું તો હળ ફેરવતાં પણ ઈશ્વરનુંજ ધ્યાન ધરીશ, આ બધી તમને ઢોંગી લાગતી વાત કંઇ મારી નથી. ભાઇઓ, જો બુરાઇનો નાશ બુરાઇથીજ કરવાનો ઈશ્વરનો ઇરાદો હોત, તો એવાજ નિયમનો તેણે પ્રચાર કર્યો હોત, ના પણ એમ નથી. જો બુરાઇને બુરાઈથી હઠાવવા પ્રયાસ કરીયે તો આપણે ભાગેજ બુરાઇ આવે. પાપી માણસને પણ મારી નાંખવાથી આપણો શો અર્થ સરે ? એ તો કેવળ મૂર્ખાઈ છે; કારણ કે દરેક માણસના શરીરને પ્રત્યેક નસોમાં લોહી વહે છે, પછી ભલે તે પાપી હોય કે પુણ્યશાળી હોય, અને તમે એક માણસનું ખૂન કરો કે તમે પોતેજ તેનાં લોહીથી છંટાવ છો, ભલે તમે એમ માની લો કે જેને તમે મારી નાંખ્યો એ પાપી હતો, અને તમે દૂનિયામાંથી એક પાપ દૂર કર્યું પણ યાદ રાખજો કે કોઈ પણ માણસનું ખૂન કરવું એ કાંઇ નાનું સુનું પાપ નથી, એનાં કરતાં તો જે કમનસીબ સ્થિતિમાં તમે બધા છો, તેમાંજ સુખ માની, એને તાબે થાવ અને દિવસ જતાં એ કમનસીબીજ તમારી ગુલામડી થશે. ”

ખેડુતોમાં મતભેદ પડયો. કેટલાકોને અસલ વાતજ વાજબી લાગી જ્યારે બીજાઓ ભોગીયાની શાન્ત જાળવવાની શીખામણ માની, પાપથી દૂર રહ્યા.

આમ હિંસા અને અહિંસાનાં બળ દ્વંદયુદ્ધ ખેલી રહ્યાં.

*

પહેલે દિવસે તો ખેડુતોએ રજા ભોગવી. પણ સાંજે મુકાદમ સાહેબના દૂતોએ સંદેશો સંભળાવ્યો: “ મુકાદમે ચેતવણી મોકલી છે કે કાલે તમારે ખેતર ખેડી, તૈયાર રાખવાનું છે.”

બધાને સમાચાર મળ્યા. ખેડુતો ધૂંધવાયા તો ઘણા, પણ છડે ચોક મુકાદમ સાહેબના હુકમનો સવિનય અનાદર કરવાની કોઇની પણ તાકાત ન્હોતી. એટલે બીજે દિવસે સવારના પહોરમાં, પોતાના હળ અને બળદને લઈ બધા કામે નીકળી પડયા. તે વખતે મંદીરોમાં મહાપૂજાની ધમાલ ચાલી રહી હતી, ઘંટનાદો થતા હતા અને આરતિના સંગીતના મધુરા ધ્વનિ સંભળાઇ રહ્યા હતા. પણ ખેડુતો—નિરાધાર, દલિત ખેડુતો—ઇશ્વરની પૂજા બાજુએ રાખી, પોતાના કામમાં નિરાશ હૈયે મશગૂલ બનવાનો ઢોંગ કરતા હતા.

તે દિવસે સવારે રોજની જેમ મુકાદમ સાહેબ મોડા ઉઠયા. અને હંમેશ મુજબ ઘરની આજુબાજુની મીલ્કતની તપાસ લેવા આંટો મારવા નીકળ્યા. આજે ઉજમાળો દિવસ હોવાથી, ઘરના ચાકરો પણ ચોકખા થઈ, સારાં કપડાં પ્હેરી, તેની તહેનાતમાં ઉભા હતા. સાહેબ પણ સુંદર ગાડીમાં બેસી, દેવનાં દર્શન કરવા સીધાવ્યા. ત્યાંથી પાછા ફર્યા બાદ, નાસ્તાને ઇન્સાફ અપાયો અને ઉંચા પ્રકારની ચીરૂટ સળગાવી, મુકાદમ સાહેબે પોતાના ખાસ માણસને બોલાવ્યો.

"તેં સારંગગામનાં ખેડુતોને કામે મોકલ્યા કે ?"

"હા, સાહેબ."

"પણ તે બધા ગયા કે ?"

"હા, બધા ગયા. અને મેં જાતે જ તે લોકોને બરાબર કામ સોંપી દીધું."

"તે તો તેં કર્યું હશે પણ તે લોકો બરોબર ખેડે છે કે તું પાછો ફર્યો એટલે વાતોના તડાકામાં તલ્લીન બન્યા છે ? મારો સવાલ સમજ્યો ને ? અત્યારે ને અત્યારે દોડ અને જોઇ આવ કે બધા બરોબર કામે બાઝયા છે કે નહિ. અને તેમને કહેતો આવજે

કે જમીને હું પોતે જ તેમનું કામ જોવા આવનાર છું, તેમને તાકીદ કરજે કે દરેકે પોતાનો ભાગ બરાબર ખેડેલો હોવો જોઇએ. જો જરા પણ ખામી નીકળી તો હું બરાબર ખબર લઈ નાંખીશ. ભલે પછી તહેવાર હોય કે તહેવારનો બાપ હોય. ”

“ વારૂ સાહેબ ” આમ કહી તે જવા લાગ્યો, પણ એવામાં મુકાદમ સાહેબે કંઇ કહેવા માટે પાછો બોલાવ્યો. પણ શું કહેવું તે એને ભાગ્યે જ સૂઝયું, એટલે થોડું ધીમું ધીમું બબડી એ બોલ્યો.

“ તે બદમાશો મારે વિશે શું બોલે છે તે પણ સાંભળતો આવજે.” પોતાને વિશેનો ખેડુતોનો અભિપ્રાય જાણવાની ઘણે વખતે તેને ઇચ્છા થઇ આવી, “ જો કોઇ મને ગાળો દેતો હોય તો તે બધી મને કહી દેજે. હું આ કાફરોને સારી પેઠે ઓળખું છું, તેમને પ્રમાણિક રીતે કામ કરવાનું ગમતું નથી. પણ નીરાંતે સૂઈને આનંદથી પગ ઉછાળતાં, વાતોનાં ગપ્પાં હાંકતાં તેમને આવડે છે. અને રજાના દિવસો જોઇએ—આજ તેમને ગમે, અને જો તેમનું ધાર્યું જ થતું હોય તો કામમાં ગમે તેટલી કચાસ આવે તેની પણ એ લોકોને દરકાર નથી અને પોતાને મન ગમતી લ્હેર ઉડાવવાની ન મળી એટલે મુંકાદમ સાહેબ પર ગાળોનો વરસાદ વરસાવવો એ તો એ લોકોનો ધંધો થઈ પડયો છે માટે જ તને હું ફરમાવું છું કે એ લોકો શી વાત કરે છે તે સાંભળજે અને કોણ શું બોલ્યું તેની બરાબર નોંધ રાખી અહીં આવીને મને બધી હકીકત કહેજે. જા જલ્દી જા અને સઘળી તપાસ કરી, મને ‘ રીપોર્ટ ’ આપ. અને જો કાંઇ પણ વાત મારાથી છુપી ના રાખતો. ”

મુકાદમનો માનીતો ગુલામ પાછો ફર્યો, અને ઘોડાને કુદાવતો સારંગગામની જમીન તરફ ચાલતો થયો. એની સાથે થતી વાત-ચીતને મુકાદમની પત્નીએ સાંભળી હતી. ખેડુતોની દયા ધારી તે પતિ પાસે આવી. માયાળુ સ્વભાવની, દયાર્દ્ર હૃદયની તે અબળા

હતી. જ્યારે તક મળે ત્યારે પતિના ઉગ્ર સ્વભાવને નરમ કરવાનો અને ખેડુતોનો પક્ષ લેવાનો તે પ્રયાસ કરતી. અને પરિણામે પતિનાં ચાબકાનો સ્વાદ ચાખતી.

પતિ પાસે આવી તે આજીજી કરવા લાગી.

"વ્હાલા, આમ ઇશ્વરના ઘરના ગુન્હેગાર શા માટે થાવ છો? પ્રભુને ખાતર ખેડુતોને આજે આરામ આપો" કે જેથી એ લોકો ઇશ્વરની પૂજામાં ભાગ લઇ શકે?

પણ એની અવગણના કરતો મુકાદમ જોરથી હસી પડયો.

"શું મારી ચાબુકને તારો બરડો છેક જ ભૂલી ગયો છે?" તે બોલ્યો, "કે આજે મારી બાબતમાં નકામું માથું મારવાની તું હીંમત કરે છે."

"પણ આજે તો મને તમારા માટે એટલું તો ખરાબ સ્વપ્નું આવ્યું છે કે આજે ખેડુતોને જવા દો, મારૂં માનો, નહિ તો ગરીબની હાય તમને દુઃખી કરશે."

એવા ખોટા નીતિ વચનની અસર મુકાદમના ક્રૂર હૈયા પર ન થઇ; તે તો ઉલ્ટું પોતાની સ્ત્રીને ધમકાવવા લાગ્યો: "મારે તને એટલું જ કહેવાનું કે તું દોઢડાહી થતી જાય છે. તારા ઉછાછળા મગજને ઠેકાણે આણવા મારા ચાબૂકના સ્વાદની થોડી ઘણી જરૂર છે—જા—નીકળ એકદમ અહીંથી—" એમ કહી ગુસ્સામાં પોતાની સળગતી ચીરૂટ પોતાની પત્ની પર નાંખી, ઓરડીમાંથી તેને ઉંચકીને બ્હાર ફેંકી દીધી અને પોતાના ભોજનની તૈયારી કરવાનો હુકમ આપ્યો.

તે મનભાવતાં પકવાન જમી, દાસીઓ પાસે પગચંપી કરાવતા હતા. ખંડમાં સંગીતની ધુન પણ જામી હતી. આમ મોજીલા વાતાવરણમાં દાસીઓના સાનિધ્યમાં મુકાદમ સાહેબ આરામ કરતા

હતા. એવામાં સારંગામ મોકલેલો માણસ પાછો ફર્યો અને માલીકને સલામ કરી પોતે ખેતરમાં શું જોયું હતું તેનું વર્ણન કરવા લાગ્યો.

"તે લોકો પોતપોતાનો ભાગ બરાબર ખેડે છે કે?"

"હા, અને અર્ધા ઉપરાંત કામ તો એ લોકોએ પૂરૂં કર્યું છે"

"કામમાં કાંઇ ખામી નથીને?"

"ના, મેં તો કાંઈ જોઈ નહિ, બધા બરાબર ખેડે છે, કારણ કે બધા તમારાથી બ્હીએ છે."

"જમીન બરાબર પોચી થઇને?"

"હા, તેમાં ઘઉં સારી રીતે વવાશે."

મુકાદમ થોડો વખત શાન્ત રહ્યો ખરો અગત્યનો પ્રશ્ન કેવી રીતે પૂછવો તે વિચારમાં, થોડી વારે તે બોલ્યો.

"અને મારે માટે એ લોકો શું કહે છે? મને ગાળ દે છે કે નહિ?"

સેવક જરાક ડગ્યો. પણ માલીકે તેને સત્ય બીના જણાવવા ફરમાવ્યું.

"મને બધું કહી દે." તેણે કહ્યું "તારે કાંઈ તારા પોતાના શબ્દો નથી કહેવાના. પણ એ લોકો શું બોલ્યા એજ કહેવાનું છે. મને સાચું કહીશ તો હું ઇનામ આપીશ; પણ જરાય જો કાંઈ છુપાવ્યું, તો તારી વાત તું જાણે. હું જરા પણ દયા બતાવીશ નહિ. તને મજબૂત માર મારીશ; લે બ્રાન્ડીનો એકાદ ડોઝ લે એટલે તારી હીંમત ટકી રહે-જમના, એને થોડી બ્રાન્ડી આપ તો." મુકાદમે ફરમાવ્યું.

જમનાએ બ્રાન્ડીનો ગ્લાસ ધર્યો. તે પૂરો કરી, હાથવડે મ્હોં લછી, મુકાદમ સાહેબનો પ્રિય ગુલામ બોલવા લાગ્યો. તેણે મનમાંજ વિચાર કરી લીધો હતો કે: "ગમે તેમ હોય, પણ ખેડુતો એનું ભલું

નથી બોલતા એ કાંઇ મારો ગુન્હો નથી. એણે મને સાચું બોલવા હુકમ આપ્યો છે, એટલે હું તો સાચુંજ કહીશ."

આમ દઢ મન કરી તે બોલ્યો.

"તે બધા ઘણા ધૂંધવાઇ ગયા છે અને બબડયા કરે છે."

"તે લોકો શું બોલે છે તે તો કહે ?" આતુર બનેલો મુકાદમ બોલ્યો:

"તે બધા તમારે માટે એકજ વાત કહે છે કે તમને ઇશ્વરમાં શ્રદ્ધા નથી" મુકાદમના મ્હોંમાથી, આ સાંભળી હાસ્યની ધાણી ફુટી.

"એમ કોણ કહે છે ?"

"બધાજ. એમજ કહે કે તમે તો શયતાનના પૂજક છો."

આ વિશેષણની મુકાદમના મ્હોં પર વિશેષ હાસ્ય છવાયું. તે બોલ્યો: "એ તો ઘણું સારૂં. હવે મને કહે કે એમાંનો દરેક મારે માટે શું બોલે છે" મુકાદમ સાહેબની જીજ્ઞાસા આજે ઘણી તીવ્ર થતી હતી. "પેલો વસન શું બોલે છે ?"

પોતાનાજ દોસ્તોની વાત કહેતાં તેમનો તાબેદાર સેવક અચકાતો હતો, પણ વસન સાથે તો તેને જૂના વખતનું વેર હતું. એટલે એની ચાડી કરવામાં તેને કાંઇ ખાસ વાંધો ન્હોતો. તે બોલ્યો.

"વસન તો બધા કરતાં તમને વધારે ખરાબ શાપ આપે છે."

"કેવો શાપ ?" "મને તો એ બોલતાં પણ શરમ આવે." સેવકે સાહેબ આગળ ઢોંગી વિવેક બતાવ્યો, "પણ એ તો હંમેશ એવુંજ બોલ્યા કરે છે કે તમારૂં કમોતે મોત થશે."

"શું આમ બોલે છે" મુકાદમ બરાડી ઉઠયો," પણ તે મને મારી શકવાનોજ નથી, કારણ મારા પર હાથ ઉગામવાની એને હવે તક મળશે જ નહિ. વસના, યાદ રાખજે કે આનો નિકાલ આજે સાંજેજ આપણે બે જણા કરી નાંખશું, અને પેલો કુતરો ત્રીકમ શું કહે છે ?"

"કોઇ પણ તમારૂં સારૂં બોલતુંજ નથી. બધાજ ખોટા ખોટા બખાળા નાંખે છે."

"અને પેલા ભગતજી ભોગીદાસ? તેણે શું કહ્યું, મને ખાત્રી છે કે મને ગાળ દેવામાં તો એ ઢોંગી ભગત એક્કોજ હશે."

"ના. ના. સાહેબ બીલ્કુલ નહિ"

"નહિ" અજાયબ થઇ મુકાદમ બોલ્યો, "ત્યારે એ શું કહે છે?"

"બધામાં એજ એક એવો હતો કે જે કાંઇ પણ બબડાટ ન્હોતો કરતો એ ખેતીનું કામ ઘણું સારૂં જાણે છે. અને આજે જ્યારે મેં એને જોયો ત્યારે તો હું ચક્તિજ થઇ ગયો"

"એવું તે એનામાં શું બળ્યું છે?"

"મેં તો એને જોયો ત્યારે હળ ફેરવતો જાય અને નીચું જોઇ ધીમે ધીમે સુંદર ભજન ગાતો જાય, અને તેના હળની નીચેનાં ભાગમાં મેં કંઇક બળતું જોયું."

"એમ?"

"હા. અગ્નિની જ્યોત જેવું તેમાં કાંઇ પ્રકાશતું હતું. પાસે જતાં મે જોયું કે એ તો એક ન્હાના પડિઆમાં મુકેલો ઘીનો દીવો હતો, હળ ફરે છતાંય તે હોલવાયજ નહિ. એવો અજબ."

"અને તેણે તને શું કહ્યું?"

"કાંઇજ નહિ. જ્યારે એણે મને જોયો ત્યારે મારી ખબર પૂછી. અને પાછો રામનું ભજન ગાવા મંડયો. હળ ફેરવતો જાય ને ભજન ગાતો જાય. એક ચાસ પૂરો કરી, તેણે હળ ફેરવતી વખતે, નીચેનો કચરો કહાડી નાંખવા તેને જરાક હલાવ્યું. છતાંય પેલો દિવ્ય દિપકતો પોતાની ભભૂકતી જ્વાલા બતાવ્યાજ કરે. તે વખતે તો હું તેની તદ્દન પાસે હતો."

"તેં એને કંઇ પૂછ્યું કે નહિં."

"ના. પણ એક ખેડુત અમારી પાસે આવી એની ભક્તિની ઘેલછા પ્રત્યે હસવા લાગ્યો, "ચાલો આપણે આપણું કામ કરીએ, અને ભગતજી તો ભજનમાં જ મશ્ગુલ છે."

"એણે તેનો શું જવાબ આપ્યો ?"

"એ તો કહે 'જગતપર શાન્તિ પથરાય અને બધા માણુસોમાં વિશ્વબંધુત્વની ભાવના જાગે એ માટે આજે હું ઇશ્વરની પ્રાર્થના કરૂં છું.' આટલું બોલી પાછો તે કામે વળગ્યો. બળદોને લાડથી જરા થાબડયા. અને ગાતો ગાતો હળ ચલાવવા મંડયો. આ બધી વખત પેલી ભભૂકતી જ્વાલા તો પ્રકાશતી જ હતી."

મુકાદમે આ સાંભળ્યું. તેનું હસવું બંધ થયું. છાતીપર માથું નાંખી તે વિચારમાં પડયો. પોતાના વ્હાલા સેવક અને જમના, બન્નેને ઓરડાની બ્હાર મોકલી દીધાં અને કેટલીય વાર ગુપચુપ ઓરડામાં એકલોજ બેસી રહ્યો. પછી શયનગૃહમાં જઇ, તે પથારીમાં પડયો. પાપના ભારથી, તેનું હૃદય ઉન્હા નિસાસા લઇ જોરથી ધબકારા મારતું હતું. તેની પત્ની તેની પાસે જઈ લાડથી તેને બોલાવવા લાગી, પણ તે કેટલોક વખત સુધી કાંઇ બોલી શકયોજ નહિં. છેવટે તેણે કહ્યું: "પેલો ભોગીદાસ મારા કરતાં કેટલો સારો માણુસ. આજેજ મને મારાં પાપ યાદ આવે છે."

"ત્યારે તો આજે ખેડુતોને તમે છુટી આપો," તેને ઉત્તેજીત કરતી સ્ત્રી બોલવા લાગી, "તમે એ નજીવા ખેડુતથી કેમ ડરી ગયા ? પાપો કરતાં તો તમને પ્રભુનો ય ડર ન્હોતો લાગતો."

"કારણુ કે આ ભોગીદાસે મને જીત્યો છે. મારૂં હૃદય આજે બેફાન બન્યું છે. તું અહીંથી ચાલી જા. મને એકલોજ પડી રહેવા દે."

આમ તે એકલોજ પડી રહ્યો.

બીજી સવારે વ્હેલો ઉઠી, દરરોજની જેમ એ પોતાને કામે તો લાગ્યો પણ એ પહેલાનો મુકાદમજ ન્હોતો રહ્યો. એના હૃદયમાં વીજળીનો સખત, અણધાર્યો આંચકો લાગ્યો હોય એ સ્પષ્ટ હતું. ધીમે ધીમે એને એકાન્ત પ્રિય થઈ પડયું. કાંઇ પણ કામમાં એનું ચિત્ત ચોંટતુજ નહિ. ઘરમાં પણ મૂઢની જેમ બેસી રહેતો.

એક પ્રસંગે જાગીરદાર જાગીર તપાસવાને ત્હાને આવ્યા. પહેલે દિવસે મુકાદમને પોતાની પાસે બોલાવ્યો, પણ તે માંદો પડયો હતો. બીજે દિવસે પણ તે સારો નજ થયો. છેવટે જાગીરદારને ખબર થઇ કે હૃદયની પારાવાર મુંઝવણથી મુકાદમ તદ્દન દારૂડીઓ થઇ ગયો છે, એટલે એને નોકરીમાંથી રજા આપી.

તેજ એક વખતનો રૂઆબી મુકાદમ, સારંગગામની જાગીરની આજુબાજુમાં ચીંથરેહાલ દેદારમાં ભીખ માંગતો ફરે છે. બધીય મીલ્કત એણે દારૂ પીવામાં ખોઇ દીધી છે. તેની માનસિક અધોગતિ એટલી હદ સુધી પહોંચી છે કે એક વખત તો દારૂ પીવા માટે પોતાની સ્ત્રીની શાલ તે ચોરી ગયો. બીચારા ભલા ખેડુતો પણ કોઇકવાર એની દયા ખાઇ, દારૂ પીવા માટે એને પૈસા આપે છે.

અત્યારે તો તે મદિરા દેવીની મસ્તીમાં મસ્ત થઇ, પોતાના મૃત્યુને આમંત્રણ દેતો, કોઇ દૈવી પણ ભભૂકતી જ્વાળામાં ભસ્મ થયેલું જીવન જીવી રહ્યો છે.

વસન અને તેનાં હિંસક સાક્ષીઓ પણ કબૂલે છે કે અહિંસાની અચળ શ્રદ્ધાએ પોતાનો વિશ્વવંદ્ય ધ્વજ ફરકાવ્યો.

# જીવનનો મર્મ

અગાધ સિન્ધુ સમું જીવન, એનાં રહસ્ય તે કોણ ભેદે ? સુખ અને દુઃખની ભરતી ને ઓટ; સ્નેહ અને ભકિતની અનન્ત ઉર્મિઓ; દયા અને કારુણ્યની છોળો ! એ બધું કોણ ભેદે ? આત્માનું હોડકું એ મહાન જીવન સાગરમાં તરતું આ ચાલ્યું—કયાં તે તો પ્રભુજ જાણે ! જીવન ગ્રન્થના એ અમૃત અક્ષરોને કોણ ઉકેલે ?

-[ ૧ ]-

આ સ્વચ્છ આકાશમાં પ્રકાશતા ચંદ્રમાનું પ્રતિબિંબ સરિતાનાં વહેતાં જળમાં, અને ઉછળતા તરંગોમાં ગેલ કરતું અને આંખને અનેરો આહ્લાદ આપતું. નદી તટ પરનો એકાન્ત માર્ગ, રાત્રીનો વખત અને સ્મશાનનું સાન્નિધ્ય આ બધું તે માર્ગ, ઉપરથી જતા તે પુરુષના શરીરમાં બ્હીકની કંપારી ઉપજાવતું અને તેમાં વળી શિયાળાની રાત એટલે પૂછવુંજ શું ?

ધીમે ધીમે તે પોતાનો માર્ગ કાપતો હતો તેનાં શરીર પર એક ફાટેલું ધોતીઉં, એક પહેરણુ અને એક જૂનો કોટ અને માથે બાંધેલો ફેંટો આટલુંજ દેખાતું, અને જોનારને તે પુરૂષની ગરીબાઇનો આછો ખ્યાલ આપતું.

તેનું નામ હતું ભગુ, પોતાના નાનાં કુટુંબ સાથે તે કોઇ એક અજાણ્યા ગામડામાં, દુનિયાની ધાંધલ વિરક્ત થયેલો હોય તેવો, રહેતો હતો, તેની પોતાની માલીકીની ન્હોતી તેને ઝુંપડી કે જમીન. મોચીની કારીગરી કરી જેમ તેમ તે પોતાનું ગુજરાન ચલાવતો. યંત્રની મોહિનીમાં ફસેલા જમાનામાં, અનાજના ભાવ મોંઘા અને હાથ મજુરીની આવક ઘણી થોડી એટલે તેને ગમે તેમ કરી જીવન ‘ગબડાવવું’ પડતું ગરીબ સ્થિતિ એવી કે ગમે તેટલી ટાઢના દિવસ હોય તોયે તેને અને તેની સ્ત્રી મંછાને એક જૂની સાંધા તૂટાવાળી સાલથી જ ગરમ રહેવાના પ્રયત્ન આદરવા પડતા. પરંતુ છેલ્લાં બે વર્ષથી કંઇક કંઇક બચાવી તેમનો ઇરાદો એક નવી સાલ ખરીદવાનો હતો.

માગશર સુધીમાં તો એમણે થોડીક રકમ એકઠી કરી હતી. તેની સ્ત્રીના ડબ્બામાં પાંચ પાંચની બે નોટ, ચૌદ પંદર મહીનાની સતત મહેનત અને અકલ્પનીય કરકસરથી ભેગી થઇ હતી. અને બીજા પાંચ, સાત રૂપીયાની ઉઘરાણી, પરગામના ઘરાકો પાસે હજી બાકી હતી. એટલે પોતાના ઉપર વર્ણવેલાં સારામાં સારા કપડાં પહેરી, ગજવામાં દસ રૂપીયાની નોટો મુકી, જૂની સાલ વીંટાળી, પાસેના ઝાડ પરથી જ એક લાકડી કાપી લઈ, તે ઉઘરાણી કરવા નીકળી પડયો—એવી આશામાં કે આજે રૂપીયા મળે તો નવી સાલ લઈ, તાઢથી જાતને અને પોતાની સ્ત્રીને બચાવવી.

આમ આશાભર્યો તે ઘરાકને ગામ જઇ પહોંચ્યો. ઘરાકે તો ક્યારનુંય વચન આપેલું કે તે પોતેજ પૈસા લઈ ભગુને ઘેર

આપવા જશે, પણ તેનો વાયદો જૂઠો ઠર્યો એટલું જ નહિ, પણ તે પોતે આજ ઘેર હતો જ નહિ અને તેની સ્ત્રીએ જણાવી દીધું કે "આજે હું કાંઈ પણ આપી શકું એમ નથી." ભલો ભગુ બીજા ઘરાકને ઘેર પહોંચ્યો. ત્યાં જવાબ મળ્યોઃ 'મારી સ્થિતિ હમણાં કફોડી છે.' આમ બન્ને ઠેકાણે નિરાશ થઇ, એક ઠેકાણે જૂના જોડા સાંધી, દસ બાર આના કમાયો—અને એક બીજા ઘરાકને ત્યાંથી રીપેર કરવાના જોડા લઇ પાછો પોતાના ગામ તરફ સાંજના જવા લાગ્યો. તેને વિચાર થયો રૂપીયા નહિ મળ્યા તો કાંઈ નહિ; વેપારીને ત્યાંથી મારે નામે ઉધાર સાલ લઇશ. પણ દુકાનદાર ભયંકર નીતિ શાસ્ત્ર હતો તેણે તો વ્યાપારીક નીતિના પ્રથમ સૂત્રથી શોભતું "આજે રોકડા કાલે ઉધાર" વાળું પાટીયું બતાવી કહ્યું, પહેલાં પૈસા લાવો અને તમને મરજી પડે તે માલ ઉઠાવી જાવ. અમને બધાને ખબર છે કે દેવું પતાવતાં નવનેજાં પાણી ઉતરે છે.

છેવટે થયું એમ કે જૂનાં બૂટ સાંધવાના કામ સિવાય ભગુને બીજું કાંઇ પણ મળ્યું નહિ. એકાદ ઠેકાણેથી દસ—બાર આના તો મળ્યા હતા. પરંતુ ધારવા જેટલી આવક ન થવાથી, તેના મ્હોં પર નિરાશા તરવરી રહી હતી. આખા દિવસની માથાકુટને અંતે નજીવી જેવી મજુરી મળે ત્યારે ગ્લાનિ ફેલાયજ! આમ રસ્તે પાછા ફરતાં એક પીઠા પર તેની દૃષ્ટિ પડી. મ્હોંમાં પાણી આવ્યું અને પોતાની આપત્તિ વિસરવા, અંદર જઈ ચાર આનાનો દારૂ પી, તેની અલૌકીક અસરથી પોતા સાથે અસંબદ્ધ વાર્તાલાપ કરતો, પાછો પોતાને રસ્તે પડયો.

"સાલ વગર પણ આજે ગરમી લાગે છે. અને મેં તો ફક્ત બે ત્રણ ગોટજ પીધા છે. છતાં મારી નસોમાં તેનું જોમ કૂદી રહ્યું છે. મારે હવે સાલની જરૂરજ નથી. હું સ્થિર (?) મને ચાલી પણ

શકું છું મારો સ્વભાવજ એવો શાન્ત છે. મારે શાની જરૂર છે ? મારે સાલનો શો ખપ પડવાનો છે. હા. પણ મારી ઘરવાળીજ અમસ્તી ફીકર કર્યા કરે છે, તે તો કહે તમે કોઇને માટે કામ કરો, અને તે માણુસ તમને પૈસા આપતાં આંટા મારતો નચાવ્યા કરે એ શરમ ભરેલું છે. "હા. પણ ભલી બાઇ, જરા થોભી તો ખરી." "જો આજે તમે પૈસા લાવશો નહિ, તો તમારી વાત તમે જાણો." તેણે મને નીકળતી વખતે કહ્યું હતું. પણ રામ જાણે કે હું કેટલું પેદા કરી લાવનાર છું. મળ્યા આમાં બાર આના. બાર આનાનું તે શું કરવું ? દારૂ પીને લ્હેર ઉડાવવી. કયું સચ બાતને ?"

દારૂડીયો લવ્યે જતો હતો:

પેલાએ કસમ ખાઈ કહ્યું 'મારો હાથ ઘણો તંગીમાં છે ?' "શું તંગીમાં છે ?" તો શું હું પણ તંગીમાં નથી. તમારે તો ઘર છે, જમીન છે, બધું છે. પણ મારે ? મારે તો કાંઈ નથી તમે તો જોઈતું અનાજ ખેતરમાં પકાવો અને મારે તો દર મહીને અનાજ માટેજ દસ–બાર રૂપીયા ખરચી નાખવા પડે; આજે ઘેર જઇશ. એટલે બધું ખલાસ થઈ ગયું હશે. માટે ચાલો મને જલદી આપી દો. . . . "

-[ ૨ ]-

આમ ગરીબાઈનિ. અને પોતાની સ્ત્રીના વિચાર ભર્યા લવારા કરતો તે સ્મશાન પાસે આવી પહોંચ્યો.

રાજા અને રંક જ્યાં મૃત્યુના દંડથી એક સરખીજ પદવીએ પહોંચે, જ્યાં કરોડો માટીનાં દેહો બળીને ભસ્મીભૂત થાય, જ્યાં દુઃખી દેહો બળીને સુખ માટે નવીન સૃષ્ટિ તરફ સીધાવે અને ત્યાં ઘણીવાર મૃત આત્માઓનાં સ્મરણો કરી માનવીઓ સ્મરણનાં અને પ્રેમનાં આંસુ સારી, ઘડીક આશ્વાસન લે: દુઃખીઓને મન સ્વર્ગ, અને સુખીઓને મન દૂર રાખવાની જગ્યા, એ સ્મશાન !

રાત્રિની શાન્તિમાં સ્મશાનમાં એક બે ચીતાઓ ભડભડ બળી રહી હતી. તેની પ્રચંડ જ્વાળાઓ મનને રંજન કરે એવા વિવિધ રંગ પલટી, જરાક ઉંચે જઇ, આકાશમાં વિલીન થઈ જતી હતી. માનવ હૃદયમાં ભયની ચીચિયારી ગુંજાવી જતી હતી. જાણે દારૂણ માનવ જીવન પણ એ ભડકાની જેમ એક પળમાં અનન્તતામાં લપેટાઈ જશે!

એવા અનેકરંગી સ્મશાનની બાજુપરના રસ્તાપરથી ભગુ પોતાના રંક ઘર તરફ ચાલ્યો જતો હતો. તેની સ્ત્રી તેની રાહ જોતી ઉભી હશે એ ચિંતાથી તેના પગ ઉતાવળા થવા માંડયા. સ્મશાનનું ભયાનક વાતાવરણ તો હજી તે વટાવી જાય તે પહેલાં, એક નિર્જન વૃક્ષ નીચે કોઇ એક સફેદ વસ્તુ તેની નજરે ચઢી આવી. અંધારૂં થયું હતું એટલે લાંબી નજરે દૃષ્ટિ ફેંકવા છતાંયે એ શું છે તે તેને સમજાયું નહિ "આના જેવો કોઇ પત્થર તો સ્મશાનમાં કોઈ દિવસ નથી જોયો—શું એ કાંઇ બળદ છે? ના, ના. તેના જેવો તો નથી લાગતો. તેનું માથું તો માણસના જેવું લાગે છે. પણ જીવતો માણસ રાત્રે આમ અહીં શા માટે આવે?"

તે એકાદ બે પગલાં આગળ આવ્યો. અને તે માણસ જ છે એમ જ્યારે ચોક્કસ જોયું ત્યારે તે આશ્ચર્ય પામ્યો. તેનું શરીર નિશ્ચેતન પડયું હતું તે જીવે છે કે નહિ તેની ભગુને શંકા પડી. એટલે મોચી બ્હીકનો માર્યો વિચારવા લાગ્યો, "કોઇએ એનું ખૂન કર્યું હશે અને પૈસા લઇ એને અહી નાંખ્યો હશે. ચાલો ભાઇ, આપણે, આપણે રસ્તે નહિ તો વળી મારા પણ આના જેવા જ હાલ થશે."

ભયનો માર્યો ભગુ એની પાસે નજ ગયો, અને જાણે એણે એ પુરૂષને જોયોજ ન હોય, તેમ ત્યાંથી પોતાને રસ્તે ચાલવા લાગ્યો.

તે થોડેક દૂર ગયો હશે એટલે તો મનુષ્ય સ્વભાવની કુતુહલ વૃત્તિએ એને પાછળ એક દૃષ્ટિપાત કરવા પ્રેર્યો.

ઝાડની ઓથમાં પવનના તોફાનમાં એણે તે માણસને ધ્રૂજતો જોયો એટલે એ વધારે ચમક્યો.

" એની પાસે જાઉં કે અહીંથી ન્હાસી જાઉં ? એની પાસે જાઉં તો ભગવાન જાણે મારા પર શી વીતશે. મને શી ખબર કે એ કોણ છે ? અને અહીં શું એ કાંઇ શુભ કામ કરવા તો થોડો આવ્યો હશે ? એની પાસે જાઉં ને મારા પર જ હુમલો કરી મને તફડાવી નાંખે તો ? હું ક્યાં એ નાગા સાથે બાથંબાથ કરવા જાઉં ? ચાલ ભાઇ આપણે પોતાને રસ્તેજ સારા ! "

પણ આ વખતેજ તેનાં હૃદયમાં એક દૈવી ભણકાર થયો, " અરે ! આનો અર્થ શો ? આ માણસ અહીં મોટા દુઃખમાં આવી પડયો છે ! અને તું તો તારી જાતનોજ વિચાર કરી, એની દરકાર કર્યા વિના અહીંથી ચાલ્યો જાય છે; એ શું ? શું તું કાંઇ મોટો ધનવાન થઇ ગયો કે ગરીબોની અવગણના કરે છે. અને તવંગર હોય તો યે શું ?—દુઃખીયો પર દયા રખે, તવંગર હય તો અયસે હો આ શું, તું સારૂં કરે છે ? "

હા ! એ પણ ખરૂં કે આપણો મુસાફીર બીચારો પોતાની આર્થિક સ્થિતિનો વિચાર કરે, ત્યારે જ્યાં પોતાનું પેટ જેમ તેમ ભરાતું હોય ત્યારે પારકી પીડા વ્હોરવાની હીંમત કેમ કરી શકે ?

તો પણ અંતરાત્મા કંઈ ફક્ત ધનવાનનેજ પરમેશ્વરે બક્ષ્યો છે એમ નથી. તેઓજ કંઇ દયાના સાગર હોય છે એમ પણ નથી. ચેતન તો પરમાત્માએ બધાને આપ્યું છે. તે ગરીબ હોય કે તવંગર, પણ તેની પવિત્ર નજરમાં તો બધાં તેનાં બાળક છે, એટલે સરખાંજ છે.

આપણો દીન પથિક પોતાના હૃદયના ધ્વનિની અવગણના ન કરી શક્યો. તે પેલા પુરૂષ પાસે ગયો. તેણે જોયું કે તે એક યુવાન માણસ હતો. પણ કપડાંને અભાવે તાઢથી થરથર કાંપતો હતો. તેણે તો ભગુ તરફ જોયુંયે નહિ. તેની આંખ ઉંચકવા જેટલી શક્તિ એનામાં ન્હોતી. એ દશ્ય ભગુના મનમાં શ્રદ્ધા પ્રેરવા સમર્થ હતું. હાથમાંથી જોડા અને લાકડી નીચે નાંખી, જમીન પર બેસી તેને માથે ભગુ હાથ ફેરવવા મંડયો.

તરતજ જાણે મૂર્ચ્છામાંથી પાછો ચેતનાવસ્થામાં આવ્યો હોય, તેમ તે પુરૂષે પોતાની આંખ ઉઘાડી, માથું ફેરવ્યું અને ભગુ તરફ જોયું; અને જેવી બેની આંખ મળી કે ભગુને તેને માટે પ્રેમ ઉભરાયો. તેણે ધીમે રહી તે માણસને બરોબર બેસાડયો.

"લો ભાઈ, જરા શાન્ત થઇ આ મારો કોટ પહેરો એટલે ઠંડી દૂર થશે" આમ કહી તેણે તેને કોટ પહેરાવવા માટે ઉભો કરવા પોતાનો હાથ લંબાવ્યો પણ પેલો અજ્ઞાન માનવિ તો પોતાની મેળેજ ઉભો થઇ ગયો. ભગુએ જોયું કે તેના તેજસ્વી દેહ પર કોઇ ઠેકાણે ઝખમનાં ચિન્હો ન્હોતાં.

મુશ્કેલીથી તે પુરૂષે ભગુએ આપેલો કોટ, તેની મદદથી પહેર્યો. તે થોડુંક આમ તેમ ફર્યો એટલે લોહીમાં ગરમાટો ઉત્પન્ન થવાથી, તેને કંઈક આરામ થયો.

ભગુએ કહ્યું: "ચાલો ભાઈ મારી સાથે ચાલો. કેમ, ચલાશે તો ખરૂંને ?" પણ તે માણસ તો મૈત્રી ભરી આંખે ભગુ સામે જોઇ રહ્યો પણ અવાક્ રહ્યો એટલે ભગુ પાછો બોલ્યો.

"તમે કેમ કાંઇ બોલતા નથી ? આમ કંઇ આખો શિયાળો અહીં પડી રહેવાશે ? ચાલો મારે ઘેરે જઇએ, આ મારી લાકડી લ્યો. તેનો તમને ટેકો થશે."

બન્નેએ ચાલવા માંડયું. રસ્તે ભગુએ પૂછયું: "તમે ક્યાંથી આવ્યા છો ભાઈ?"

"આ પ્રદેશની નજીકમાંથી તો નહિજ," તે વ્યક્તિએ જવાબ આપ્યો.

"તે તો હું જાણી શકયો. કારણ હું અહીં બધાને પીછાણું છું. તમે અહીં સ્મશાન આગળ કેવી રીતે આવ્યા?"

"તે મને ખબર નથી."

"તમને અહીં કોણે નાખ્યા; તમને કોઇએ નુકશાન તો નથી કર્યુંને?"

"ના, ફક્ત પરમેશ્વરેજ સજા કરી છે."

"પરમેશ્વરજ બધાનું કારણ છે. તેજ પાપ માટે મનુષ્યોને સજા કરે. આપણે એને તાબે થવું જોઇએ–પણ તમે ક્યાં જવાના છો?"

"ખાસ કોઇજ ઠેકાણે નહિ."

ભગુ આ સાંભળી આશ્ચર્ય પામ્યો. ત્હેણે વિચાર્યું "આ માણસના મ્હોં પર બદમાશીનાં ચિન્હ તો નથી. વળી એના સ્વરમાં પણ કંઈક સજ્જનોચિત કોમળતા દેખાય છે. તો પણ મને શા માટે એ ચોકખા જવાબ આપતો નહીંહોય!" તો પણ ભગુનો અંતરાત્મા કહેતો હતો કે જીવનમાં ઘણુંય દર્દ હોય છે. અને પોતાના અંતરનાદને અનુસરી ભગુએ તેને પોતાના ઘર તરફને રસ્તે પોતાની પાછળ આવવા વિનંતિ કરી.

આમ બન્ને ચાલ્યા જતા હતા. પેલા અજાણ્યા આગન્તુકે તેને છોડી જવાનો જરાયે પ્રયાસ કર્યો નહિ. હવે પવન વધારે ફુંકાતો હતો. દારૂની ગરમી તો કયારનીય ઉડી ગઇ હતી. એટલે ધ્રૂજતો ધ્રૂજતો ભગુ ચાલતા ચાલતા વિચાર કરતો હતો. "મારી સ્ત્રીને આ ધમાલ ગમવી મુશ્કેલ છે. મૂળમાં તો પૈસા વગર આવ્યો અને

ઉપરથી તેને મન એક ઉપાધિ વ્હોરી લાવ્યો. એટલે જરૂર તે આને જોઇ મ્હોં મચકવાની."

એ વિચારે એના મનમાં કંઇક ખેદ થયો. પરંતુ પોતાના સાથાના મ્હોં ઉપર એક નજર પડતાં, તેને જ્યારે એ બેની આંખો સ્મશાન ભૂમીમાં મળી હતી ત્યારની સ્નેહોર્મિઓ યાદ આવી અને તેનું હૃદય કંઇક ખુશાલ જણાયું.

-[ ૩ ]-

ભગુની સ્ત્રીએ બધું ગૃહકાર્ય પુરૂં કર્યું હતું. તેણે લાકડાં કાપી લાવી, પાણી ભર્યું; છોકરાંઓને ખવાડી સુવાડી દીધાં. પોતે પણ થોડું ખાઇ લીધું. પછી વિચાર કરવા લાગી કે રોટલા કરવા કે નહિ. " જો એ કયાંક જમીને આવ્યા હશે, તો તો અહીંયા થોડુંકજ ખાશે. તો આજનું ઢાંકયું કાલે પણ ચાલશે." આમ વિચારી, એ ત્રણ વાર ખાવાનું જોઇ આવી. તેણે નિશ્ચય કર્યો કે રોટલા કાલેજ બનાવવા. પછી તે ભગુના વિચાર કરવા લાગી. તે કાંઈ કમાણી આજે લાવશે કે પછી અકરમીના દડીયા કાણા રહેશે? ઘરની દ્રરિદ્રતા ઉપર મીટ માંડી જોઈ રહેલી એની આંખમાંથી એકાદબે આંસૂ ટપકયાં.

ગરીબાઇ! ઘણાં જીવનપુષ્પો જે કદાચ પોતાની મધુરી સુરભિ દિગન્તમાં પ્રસરાવી, તેને રસમય બનાવતે, તે તારા કઠોર પવનથી ઘણીવાર ડાળ પરથીજ અણવિકસ્યાંજ તૂટી પડયાં છે. જીવનના ગંભીર પ્રશ્નો પર વિચાર કરનારાઓની આંખમાંથી તેં આંસુની સતત ધાર વહાવી છે. તોપણ જગતને કોઈ પણ વસ્તુ વગર ચાલતું નથી તે તારા વગર કેમ ચાલે?

જે હૃદયો આતિથ્ય સત્કાર માટે પોતાનું સર્વસ્વ આપવા તૈયાર હોય તેનાંજ શરીર ગરીબાઇનાં કારણે અતિથિને અણગમતા મ્હેમાન ગણે છે. એ એનો પ્રભાવ! તેવુંજ ભગુના ઘરમાં થયું.

મંછા–ભગુની સ્ત્રી વિચારતી હતી કે કોઇ ઘરાક એને છેતરશે તો નહિં? પોતે તો ઇશ્વરનાંજ માણુસ એટલે કોઇને છેતરવાની હિંમતજ ન કરે–એને એવો ખ્યાલજ ન આવે!—આજે સાલ લાવે તો તો સારૂં. હજીય આવ્યા નથી. કેટલું મોડું થયું? કોઈ ઠેકાણે ગ્લાસ ચઢાવવા તો ઉપડયા નહીં હોય ને?"

એવામાં ઓટલા પર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. બારણું ખુલ્યું અને મંછાએ ભગુ અને પેલા દૈવી પરોણાને જોયો! તરતજ ભગુના મ્હોમાંથી નીકળતી મદિરાની દુર્ગંધ મંછાને નાકે અથડાઇ. 'આજે કોઇ બદમાશ સાથે દારૂના વ્યસનમાં કમાણી બરબાદ કરી લાગે છે' તેણે ધાર્યું 'અને હતું તે બધું ખલાસ કરી આ કોઇ રખડતાને ઘેર લઈ આવ્યા જણાય છે.' બન્ને ઘરમાં આવ્યા, ત્યારે તો તેણે જોયું કે પેલો અજાણ્યો પુરૂષ પણ ભગુનાં કપડાંમાંજ સજ્જ થઈ, બારણા આગળ સ્થિર ઉભો હતો. તેની આંખ નીચી નમી હતી. મંછાને લાગ્યું કે આ માણસ કોઈ પ્રમાણિક લાગે છે, કારણ એની આંખમાં હજી શરમ છે.

હવે ભગુ શું કરે છે તે જોવા તે થંભી.

ભગુએ પોતાનાં કપડાં કહાડયાં જાણે એક નિશાળીઓ, જે કાંઇ ગુન્હામાં પકડાયો હોય અને ઘેર આવી, વડીલોની બ્હીકથી છાનો માનો કપડાં ઉતારવા મંડી જાય તેમ! એ નિરાશ થઇ જમીન પર બેઠો. પોતાના અતિથિને પણ પોતાની પાસે બેસાડયો. "હવે અમને થોડુંક ખાવાનું આપ" તેણે પોતાની ધર્મપત્નીને થોડીકવાર પછી કહ્યું.

આના જવાબમાં મંછા કંઇક ન બરોબર સંભળાય કે ન સમજાય એવું બોલી. સ્ત્રીઓ રોષમાં હોય ત્યારે એમજ બોલે. પછી એક પછી એક એમ બન્ને આગન્તુકો સામે અર્થ ભર્યું જોવા લાગી.

ભગુને ખબર હતી કે તેની અર્ધાંગના મોટા રોષમાં હતી. તે ચંડિકા ઉગ્ર થયેલી ચંડિકા સમી ભાસતી હતી. તે બોલ્યો, "શું તેં આજે કંઈ ખાવાનું કરી રાખ્યુંજ નથી ?"

"ના. કર્યું છે" તે એક સાપણની જેમ ફુંફાળા મારતી દારૂગોળો છોડવા લાગી, "પણ તમારા જેવા લફંગાઓ માટે નહિ. તમે તો જાણે તમારી સામાન્ય બુદ્ધિને પણ દારુ ભેગા પી ગયા લાગો છો. શેઠીયા કમાવા ગયા, દમડી લાવ્યા નહિ અને ભેગો એક રખડેલ લુટારાને લઇ આવ્યા."

ભગુનો પીત્તો ઉછળ્યો, "જો તારા ભંડારમાં વધારે સારૂં બોલવાનું ન હોય તો તારૂં મ્હોં બંધ કરી શા માટે તું મને પૂછતી નથી કે આ ભાઇ કોણ છે."

"તમે મને પહેલા કહો તો ખરા કે આજે કમાયલા પૈસા કયાં નાંખ્યા."

"ભગુએ પોતાની ઓટીમાંથી પાંચની બે નોટ અને આઠ આના તેની પત્ની તરફ ફેંકયા. તે બોલ્યો, ઘરાકોએ આજે કાંઇ આપ્યું નહિ એક ઠેકાણે જોડા સાંધવાના આટલા મળ્યા. બીજા ઘરાકો કાલે આપશે."

પણ મંછાનો મીજાજ ચંડો નજ પડયો. સાલ ન લાવ્યા તો કંઈ નહિ, પણ પોતાનો કોટ એક નાગા બાવાને પહેરાવ્યો. અને તેનેય પોતાની સાથે ઘેર લઈ આવ્યા. ધૂંધવાતી આંખે પૈસા લઇ, તે બોલી.

"જાવ કાંઈ ખાવાનું નથી. જો તમે એમ ધારતા હો કે તમે આણેલા દરેક લોફરોને હું જમાડીશ તો ભૂલો છો."

"ચૂપ થા" ઉશ્કેરાયલો ભગુ બરાડી ઉઠયો, "બીજાનું કાંઈ સાંભળશે કે તું પોતેજ લવ લવ કર્યા કરશે."

"શું સાંભળે ? દારૂડીયા પાસે શું સાંભળવાનું હોય ?" હું કઇ તમારા જેવા દારૂડીયાનું ઘર માંડવાની અમસ્તી ના ન્હોતી કહેતી. મારી માએ, તમે નાના હતા, ત્યારે સારાં લુગડાં પહેરવા આપ્યા; તો તમે મારવાડીને ત્યાં મૂકી, દારૂ પી ગયા. આજે સાલ લેવા ગયા, ત્યાંથી પણ પીને પાછા આવ્યા."

ભગુએ પોતાની પત્નીને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો કે પોતે ચાર છ આનાનોજ દારૂ પીધો છે, અને આ માણસ પણ ઘણા વિચિત્ર સંજોગોમાં તેને મળી આવ્યો છે, પણ તેની પત્ની તો તેને બોલવાજ ન દે, પોતેજ વચમાં બોલ્યા કરે. છેવટે તેણે ચાલ પકડી, 'આ મને આપી દો. મારી પાસે તો હવે એકલીજ રહી છે. સવારનાં તમે પહેરવા લઇ ગયા તે મને આપી દો. ભલે તમારૂં આ તાઢમાં ગમે તે થાય. તમને તો દારૂની ગરમી પણ રહેશે."

સાલ લઈ તે બારણા બ્હાર જવા કરતી હતી પણ ત્યાંજ અટકી પડી કારણ સત્ય બીના તો એ હતી કે તેનાં હૃદયમાં આ અજાણ્યો અતિથિ કોણ છે એ જાણવાની તીવ્ર જીજ્ઞાસા થઈ હતી.

-[ ૪ ]-

તે થોભી "જો આ પ્રમાણિક માણસ હોય તો પહેરણ વિના કંઈ, સ્મશાનમાં રાતે રખડતો હોય ? અને તમે પણ જો કાંઇ અણ-ઘટતું ન કર્યું હોત તો તમે પહેલાજ મને કહેત કે આ કોણ છે ?"

"અને અત્યાર સુધી તને હું શું કહેતો હતો ?" ભગુ ઉશ્કેરાઇને બોલ્યો, "સ્મશાનની પાસેથી એક ઝાડ નીચે પડેલો આ મળ્યો. ગરીબ બીચારો—અર્ધો ભૂખ્યો અને કપડાં વિનાનો ત્યાં પડેલો હતો. મને પરમેશ્વરે એની પાસે જવા પ્રેર્યો. જરા શાન્ત થા. અમસ્તો મીજાજ ખોવો એ પાપ છે. યાદ રાખ કે આપણે પણ અમર નથી; આપણે પણ એક દિવસ મરવાનુંજ છે."

તે બોલવા જતી હતી. પણ ન બોલી શકી. તેની દૃષ્ટિ પેલા અણુજાણ્યા અતિથિ પર પડી. તે બીચારો શાન્ત પડી રહ્યો હતો. તેનું માથું નમેલું હતું. તેના ગોઠવણ પર તેના હાથ પડેલા હતા.

મંછા શાન્તજ રહી.

ભગુએ ધીરા સૂરે સંબોધી, " શું તારા હૃદયમાં પરમાત્મા વસતોજ નથી ? "

તે બોલી શકે એ અશક્ય હતું; તેની દૃષ્ટિ તો પેલા અતિથિ પરજ હતી. તેઓનું તારા મૈત્રક રચાયું. તેનું હૃદય ચળવા માંડયું.

જગત આખાને જીતવાની શક્તિ ફક્ત બે આંખમાં હોય છે !

તરતજ મંછા ઢાંકયામાંથી થોડું ખાવાનું લઇ આવી. " લો ભાઇ, આ ખાઓ " ધીમા સૂરે તે બોલી. થોડીજ પળમાં તેનું હૃદય પલટાયું હતું. મુસાફીર ખાતો હતો. અને ભગુની પત્ની તેની સામેજ બેઠી હતી. તેની દૃષ્ટિતો નવા આગન્તુકનાં મુખ ઉપરથી દૂર ન્હોતી થતી. દયાની અદ્ભૂત લાગણીએ તેનાં હૃદયને કબજે કર્યું હતું. સ્નેહભાવ તેના હૃદયમાં ઉભર્યો હતો. આ લાચાર અતિથિ માટે પોતાના પાપના પ્રાયશ્ચિત રૂપ આંસુ તેની આંખમાંથી ટપક્યાં.

બે સમયનાં આંસૂમાં કેટલો ફેર ! પહેલાં ગરીબાઇનાં—બીજાં સ્નેહ, દયા અને પ્રાયશ્ચિત્તનાં.

અને તરતજ તે અતિથિના મ્હોં પર પ્રફુલ્લતા આવવા માંડી. તેણે ઉંચુ જોયું અને તે ભલી સ્ત્રીની દૃષ્ટિનો પ્રત્યુત્તર એક મધુરા નિર્દોષ હાસ્યથી આપ્યો.

અતિથિ ખાઇ રહ્યા પછી મંછા બોલી: " ભાઇ તમે ક્યાંથી આવ્યા છો. "

" આટલામાંથી તો નહિંજ "

" ત્યારે તમે સ્મશાનમાં કેવી રીતે પડયા. "

" મને કાંઇ ખબર નથી "

" તમારા કપડાં કોણે ઉતારી લીધાં." ઇશ્વરે મને ફક્ત સજા કરી છે.

" તમે તો ત્યાં વસ્ત્ર વિનાજ પડયા હતા. " " હા પણ ભગુએ મને જોયો ત્યારે એને મારી હાલતપર દયા આવી. અને પોતાનો કોટ મને પહેરવા આપ્યો. અને મને સાથે લઇ આવ્યો. અહીં તમે મને ખાવાનું પણ આપ્યું. પરમેશ્વર એનો બદલો તમને જરૂર આપશે. "

મંછા ઉઠી અને ભગુનાં બીજાં જૂનાં કપડાં આણી તેને આપ્યાં. " લો આ પહેરજો હું જાણું છું કે તમારી પાસે કપડાં પણ નથી. હવે અહીં નિરાંતે સૂજો."

બધાં સૂવા માટે છુટાં પડયાં, પણ ભગુની સ્ત્રીને ઉંઘ આવતી ન્હોતી. તેના મગજમાંથી તો આ મહાત્મા અતિથિની મૂર્તિ એક ક્ષણ માટે પણ દૂર ન્હોતી થતી, તો પણ પાછું તેના મનમાં એક આંતરિક દ્વંદ થઇ રહ્યું હતું. તેણે વિચાર્યું કાલે શું કરશું ? મેં તો એને એમનાં કપડાં પણ આપી દીધાં છે. પ્રેમ અને ગરીબાઈ તેનાં હૃદય પ્રદેશમાં યુદ્ધ કરી રહ્યાં હતાં. પણ તે અતિથિના પેલા અનન્ય હાસ્યના દર્શન, પ્રેમે વિજય મેળવ્યો.

ભગુ કે મંછા, બેમાંથી કોઈ સૂતું ન્હોતું. " સાંભળો આજે તો ખાવાનું બધું ખલાસ થઇ ગયું છે. કાલે કોઇને ત્યાંથી લાવવું પડશે."

" એ તો ઇશ્વર આપ્યા કરશે " ભગુએ શાન્ત જવાબ આપ્યો. થોડીવાર મંછા શાન્ત રહી પાછી બોલી" એ છે તો કોઈ અજબ પુરૂષ પણ એ કોણ છે એ શા માટે કહેતો નથી. "

" મને લાગે છે કે એ કહી શકતોજ ન હોય. " પાછી થોડી વાર ચૂપકી ફેલાઇ. પાછી તે શાન્તિમાં મંછાએ ભંગ કર્યો." આપણે બધાને આપીએ છીએ પણ આપણને તો કોઇ કાંઈ આપતુંજ નથી.

એમ શા માટે ? ભગુને આનો ઉત્તર ન જડયો. તે બોલ્યો " એનો કોઇ દિવસ વિચાર કરશું આજે નહિ. "

આમ બન્ને મોડી રાતે નિદ્રાવશ થયા.

-[ ૫ ]-

પ્રભાતના પ્રકાશ પૃથ્વી પર પથરાયા. છોકરાંઓ હજી ગુલાબી નિદ્રાની સોડમાં લપાયાં હતાં. મંછા પાડોશીને ત્યાં ઉધાર લોટ લેવા ગઇ હતી ગઈ કાલનો અતિથિ, આજે જાણે ઘરનો જ માણસ હોય તેમ બેઠો હતો આજે તેના મ્હોં પર વધારે તેજ પ્રકાશતું હતું. ભગુએ તેને કહ્યું " વ્હાલા ભાઈ, પેટને ખોરાકની અને શરીરને લુગડાંની જરૂર હોય છે. એ માટે બધાને કામ કરવું પડે. તને કાંઈ કામ આવડે છે ? "

" ના " ભગુ અચંબો પામ્યો. છેવટે બોલ્યો, " પણ તું શીખવા પ્રયાસ કરજે. માણસ ધારે તો ગમે તે કામ શીખી શકે તું શીખશેને ? " " હા, બધા માણસ કામ કરે છે—ને હું પણ કરીશ. "

" ઘણું સારૂં, તારૂં નામ શું ? "

" માધવ "

" જો–માધવ, તું, ભલે તારે વિશે અમને કાંઇ ન કહે પણ હું શીખવું તે કામ જો રીતસર કર્યો જઇશ, તો હું તને રોજ ખવડાવીશ. "

" ઇશ્વર તમારૂં ભલું કરશે, હું બધું કામ કરીશ, તમે મને શીખવતા રહેજો. "

થોડા દિવસમાં તો જોડા સીવવાનું બધું કામ માધવ શીખી ગયો; જાણે જનમનો મોચી જ સીવવા બેઠો હોય, તેમ જરા પણ ભૂલ ન કરે અને કામમાં મશગૂલ રહે. તેને પૈસાનીય લાલચ ન્હોતી.

પેટ પુરતું ખાવાનું, જોઇતાં કપડાં અને સુવાની જગ્યા આટલું જ એનાં જીવન પટ પર દેખાતું.

સાત આઠ વર્ષનાં વ્હાણાં આમ વહી ગયાં. ભગુના સહચારીનાં જીવનની ઝાંખી સરખીયે તેને ન્હોતી અને માધવ પણ આબાદ કલાબાજ નીવડયો. તેની ખ્યાતિ ચોતરફ ફેલાઇ અને બધાંને ભગુના નોકરના હાથે જ જોડા શીવડાવવાનો શોખ લાગ્યો, ભગુને પણ આથી સંતોષ હતો. એનો અજાણ્યો દોસ્ત કયાંથી આવ્યો છે એ પણ પૂછવાનો ખ્યાલ એ ભૂલી ગયો. એને તો એક જ ફીકર હતી કે આ ગેબી માણુસ કોઇ દિવસ પલાયન થઇ જશે.

ભગુની દુકાનમાં એક દિવસ બધા કામ કરતા હતા. છોકરાંઓ ઓટલા પર રમતાં હતાં તેમાંથી એક બોલી ઉઠયું, "માધુ કાકા, જુઓ પેલી બાઇ બે છોકરીઓ સાથે અહીં આવે છે એક છોકરીનો પગ કેવો છે? એને એ ભાગેલા પગ સાથે કેટલી પીડા થતી હશે?"

માધવે હાથમાનાં હથિયાર નીચે મૂકી દીધાં અને બારીમાંથી આંખ સ્થિર કરી જોવા લાગ્યો. ભગુએ આ જાયું. તે આશ્ચર્ય પામ્યો કારણુ કોઇ દિવસ તેના કારીગરે દુકાનની બ્હાર નજર સરખી પણ ન્હોતી કરી. ભગુએ પોતે બહાર શું છે તે જોવા દૃષ્ટિ દોડાવી.

સારાં કપડામાં સજ્જ થઈ, એક ધનવાન બાઇ તેની દુકાન તરફ આવતી જણાતી હતી. તેને હાથે આંગળી ભેરવી બે નાની છોકરીઓ સાથે ચાલ્યા કરતી હતી. તેઓનાં કપડાં પણ ધનવાનની ધનિકતા સૂચવતાં હતાં. બન્ને છોકરાં એટલાં તો સરખાં કે વર્તાય જ નહિ પણ એકના પગે ખોડ હતી.

છોકરાંને આગળ આણી તે બાઈ ભગુની દુકાનમાં પેઠી અને જણાવ્યું.

"મારે આ છોકરીનાં બૂટ સીવડાવવાં છે."

"અમે એવડાં નાનાં કોઇ દિવસ બનાવ્યાં નથી. પણ આ મારો કારીગર ઘણો હોંશિયાર છે તે સીવી દેશે."

ભગુએ પોતાના સહયોગી તરફ જોયું, તો તે પેલી ન્હાની બાળકીઓ તરફ મીટ માંડી જોઈ રહ્યો હતો. ભગુની વિસ્મયતા ક્ષણે ક્ષણે વૃદ્ધિગત થવા લાગી. હા, તે બાળાઓના ગુલાબી મ્હોં પર કાળી ભમરા જેવી આંખો, અને બાલ્યાવસ્થાની નિર્દોષતા કોઇ પણ માણસનાં મનને આનંદ તરંગમાં ઉછાળે. પણ પોતાનો મિત્ર આ બાળકોથી શા માટે આકર્ષાયો હશે તે ભગુને નવાઇ લાગી. એનો અર્થ એ ન સમજી શકયો.

માધવે હવે પેલી લંગડી છોકરીના પગનું માપ લેવા માંડયું તેમ કરતાં કોઇ ન જૂએ એમ, તેણે છોકરીના અપંગ પગનો પોતાના કોમળ હાથ વડે સ્પર્શ કરી લીધો. કોઈએ તે જોયું નહિ પણ ભગુની નજર બ્હાર આ સર્વ ન્હોતું.

તે પરમાણુ લેતો હતો, તે દરમ્યાન ભગુએ પેલીબાઇ સાથે વાતચીત કરવા માંડી—"શું આ બાળા જન્મથી જ પગની ખોડ વાળી છે?" "ના. એની માએ એમ કર્યું."

"ત્યારે શું એ તમારી છોકરી નથી?"

"ના હું એની મા નથી. તેમ કોઈ જાતની સગી પણ નથી. એ તો મ્હારી પાળેલી પુત્રી છે"

"શું તમે એનાં કાંઈ સગાં નથી છતાં પણ એને તમે ઉછેરી મોટી કરી?" આશ્ચર્ય ચકિત ભગુએ પૂછયું.

"હા. હું તેમ કેમ ન કરી શકું? મેં એ બન્નેને મારાં પેટનાં છોકરાંની જેમ ધવડાવી ઉછેર્યાં છે; મારે પણ એક એવડું બાળક હતું જેને પરમેશ્વરે પોતાની પાસે બાલ્યાવસ્થામાં જ બોલાવી લીધું પણ મારો પ્રેમ એના કરતાં આ બાળકીઓ પ્રત્યે કુદરતી રીતે જ વધારે છે."

-[ ૬ ]-

ભગુની આતુરતા એ છોકરીઓનો આદિ ઇતિહાસ જાણવા માટે વધી. તેણે પેલી બાઈને આ બધું પૂછ્યું. તે બાળકીઓના જન્મ કાળનાં રહસ્યનું સ્ફોટન થયું.

"૭ વર્ષ પર એમ બન્યું કે આ બન્ને બાળાઓએ પોતાની મા અને બાપ એક જ અઠવાડીયામાં ગુમાવ્યાં. બાપનો દેહ મંગળવારે સ્મશાનમાં બળી ભસ્મ થયો અને મા શુક્રવારે પરલોક સીધાવી. આમ ત્રણ દિવસ સુધી પીતા વિનાના આ બાળકોએ ત્રીજે જ દહાડે પોતાની માતાનું મૃત્યુ જોયું. તે વખતે હું અને મારા પતિ એ લોકોની પાડોશમાં જ રહેતાં હતાં. એમનો બાપ હતો ખેડુત— તે એક દિવસ જંગલમાં લાકડા કાપવા ગયો ત્યાં એને જનાવર કરડ્યું. તેને ઘેર આણ્યો કે તરત જ તે મરણ પામ્યો. અને ત્રીજે જ દહાડે તેની સ્ત્રીએ આ બે બાળકીઓને એક સાથે જન્મ આપ્યો. ગરીબ સ્થિતિ અને એકાન્ત—એવા સંજોગોમાં જ આ અભાગણીઓનો જન્મ થયો હતો, કારણ કે તેમની માતાની સુવાવડમાં સારવાર કરનાર કોઇ પણ હતું જ નહિ,

બીજી સવારે હું તેની ખબર લેવા ગઇ, ત્યારે જોયું કે તે બાઈ તો સખત થઇ ગઈ હતી અને પોતાની મૃત્યુ વેદનામાં ભૂલથી જ તેનું આ બાળકી ઉપર પડવાથી તેનો એક કુમળો પગ મરડાઇ ગયો હતો. મેં તેની સારવાર ઘણી કરી. પણ મૃત્યુનાં અપરિચિત બળ આગળ મનુષ્ય પ્રયત્ન નકામા છે. અમે જેમ તેમ કરી તેની મૃત્યુ ક્રિયા કરી. પણ હવે આ નાની નાદાન છોકરીઓનું શું કરવું? એ વિચાર અમને મુંઝવવા લાગ્યો. તે વખતે અમારા પાડોશમાં ફક્ત હું જ ધાવણી હતી. મારૂં નાનું બચ્ચું હજી ફક્ત બે માસથી જ મને ધાવતું હતું, એટલે મેંજ એ છોકરીઓને મારી સાથે લઇ લીધી. પહેલાં તો આ સારી છોકરીને જ

હું ધવડાવતી, કારણ બીજી જીવે એવી કોઈ ને આશા ન્હોતી. પણ એક દિવસ મ્હેં મનમાં જ વિચાર કર્યો: "શા માટે આ ઈશ્વરના બાળનો આત્મા આમ મારા પાપથી કરમાવા દેવો જોઇએ" આમ દયા આણી મારા પોતાના બાળક સાથે આ બન્ને છોકરીઓને પણ મેં સ્તનપાન કરાવ્યું. તે વખતે હું પણ જુવાન અને સશક્ત હતી. અને પરમેશ્વરે પણ મારાં સ્તનોમાં વધારે દૂધ આપ્યું જો કે હું આમ પારકાં છોકરાંઓને ખરા પ્રેમથી મોટાં કરતી હતી, છતાં પણ બે વર્ષ રહી પરમાત્માએ મારા બાળકને તેના પવિત્ર સાન્નિધ્યમાં ખેંચી લીધો. ત્યાર પછી મને બીજું કાંઈ સંતાન આપ્યું પણ નથી. વખત જતાં અમારાં નસીબ ખુલ્યાં અમે વધારે ધનવાન થયાં એટલે હું અને મારા પતિ અમારાં મૃત બાળકનાં પ્રેમને લીધે અમારા હૃદય અને જીવન આ બન્નેનાં પોષણ તરફ પ્રેરી, પોતાની જાતને સુખી માનીએ છીએ. આ બે તો અમારા આંખની કીકી સમાન છે." આમ કહી એક હાથે પેલી લંગડી બાળાને તેણે પોતાની પાસે ખેંચી અને બીજા હાથે પોતાની આંખમાંનાં આંસૂ લૂછયાં. અને ઉમેર્યું "ખરૂં જ કહ્યું છે કે મા કે બાપ વગર આપણે જીવી શકીયે. પણ પરમેશ્વર વિના—તો નહિં જ" આ ઇતિહાસ બધાંએ આંસુભીની આંખે સાંભળ્યો! ત્રણે આવનારાં ચાલ્યા ગયા. અને ભગુ માધવ તરફ વળ્યો. ગુંઠણ ઉપર હાથ જોડી તે બેઠો હતો. તેનાં મ્હોં પર શાન્ત ઉન્માદ તરવરી રહ્યો હતો કોઇ દિવસ ન દેખાયલું એવું દિવ્યહાસ્ય મ્હોં પર ફરકતું હતું.

-[ ૭ ]-

ભગુ તેની પાસે ગયો: "કેમ ભાઇ, શું થયું." તેણે પૂછયું, પણ માધવ તો પોતાનું કામ બાજુ પર મૂકી ઉઠયો. ભગુ અને તેની પત્નીને તેણે પ્રણામ કર્યા તે બોલ્યો:

"પરમાત્માએ મને માફી બક્ષી છે, મારૂં જીવન હવે પુરૂં થયું છે. હવે મારે તેની પાસે જવું જોઇએ." જ્યારે તે બોલતો હતો

ત્યારે તેના મ્હોંની આજુબાજુ પરમાત્માની પરમ જ્યોતનું એક કુંડાળું બધા વિસ્મય સાથે જોઇ રહ્યા.

બધાએ તેને નમસ્કાર કર્યા ભગુએ પૂછયું:

"દેવ! હું જોઈ શકું છું કે તમો કોઇ અમારા જેવા સાધારણ માનવિ નથી. મારે તમને કાંઇ પ્રશ્ન નથી પૂછવા. ફક્ત મને આટલુંજ કહો. જ્યારે મ્હેં તમને પહેલા સ્મશાનમાં જોયા ત્યારે તમે દુઃખી અવસ્થામાં હતા, પણ જ્યારે મારી પત્નીએ તમને ઘેર ખાવાનું આપ્યું ત્યારે તમે હસ્યા અને આજે પણ તમો પેલી છોકરીને જોઇ એકદમ જાણે અદ્વિતીય આનંદ અનુભવતા હો એમ અમને લાગ્યું. ત્યારે તમે હસ્યા અને હમણાં ઘણા પ્રકાશમાન દેખાવ છો. મને કહો કે એ બે પ્રસંગે તમે શા માટે હાસ્ય ફરકાવ્યું શા કારણથી અમારી પામર આંખમાં અંધારા આણતો આ દિવ્ય પ્રકાશ તમારા દેહ પર દેખાય છે."

"એનું કારણ એ" તે દિવ્ય પુરૂષ બોલવા લાગ્યા, "કે આજે હું ઘણો ખુશી થયો છું. પરમાત્માએ મને માફી આપી છે. હું આજે હસ્યો તેનું કારણ એને હું જ્યારે જીવનનું રહસ્ય જાણું ત્યારે મારે હસવું જ જોઇએ. અને આજે મેં તે જાણ્યું."

"પણ ઇશ્વરે તમને શા માટે સજા કરી હતી. અને જીવનનું એ રહસ્ય શું છે. તે મને પણ સમજાવો. એ જાણવાનો હું મુમુક્ષુ છું."

હું મારી ફરજમાં ચૂકયો હતો. એટલે પરમાત્માએ મને સજા કરી. હું સ્વર્ગમાં એક દેવતા હતો. મેં તેના ફરમાનને માન ન આપ્યું. પરમેશ્વરે મને મૃત્યુ લોકમાંથી એક સ્ત્રીનો આત્મા ઉપાડી લાવવાની આજ્ઞા કરી, જ્યારે હું પૃથ્વીપર ઉતર્યો, ત્યારે તે સ્ત્રીને મેં માંદગીને બીછાને જોઇ. તેણે બે નાની બાળાઓને તરતજ જન્મ

આપ્યો હતો. બન્ને છોકરાંઓ માતાની ગોદમાં પડયાં પડયાં રડતાં હતાં. તેને પોતાની છાતીપર લઈ ધવડાવવાની પણ માતામાં શક્તિ ન હતી. તેણે મને જોયો ત્યારે સમજી ગઇ કે ઇશ્વરનો દૂત તેનો આત્મા લેવા આવી પહોંચ્યો છે. અને મને કરગરીને નયનામાં અશ્રુ આણી તે મને કહેવા લાગી: “ ઓ દેવ ! બે દિવસ પહેલાંજ મારા પતિ મરણ પામ્યા છે. મારે આ દુનીયામાં કોઈ નથી. મારા રંક આત્માને તમે ના લઈ જાવ. મારાં બચ્ચાં જરા મોટાં થાય ત્યાં સુધી મને જીવવા દો. ” આ સાંભળી મેં તેને ધવડાવવામાં મદદ કરી, એક છોકરી તેના હાથમાં આપી.

દયા અને ફરજ મારા મનમાં ગડમથલ કરવા લાગી. દયા મને પાછો તેમનો તેમજ એ સ્ત્રીનો જીવ લીધા વગર ઉપર લઇ ગઇ. હું સ્વર્ગમાં પાછો ફર્યો. અને પરમેશ્વર આગળ જઈ બોલ્યો: પરમાત્મન્, હું તે સ્ત્રીનો આત્મા ન લાવી શકયો. મને તે બાળકોની અસહ્ય સ્થિતિની દયા આવી કે માતાપિતા વિના એ બાળકોનું આ પૃથ્વીમાં કોણ ? ” અને પરમેશ્વરે જવાબ આપ્યો: “ જલ્દી પાછો જા, અને એ બાઈના આત્માને અહીં હાજર કર. મૃત્યુ-લોકના જીવનનું રહસ્ય તું કોઇ દિવસ જાણશે. તું જાણશે કે માણસનાં અંતરમાં શું વસે છે ? માનવિઓ શાથી જીવે છે ? ” તે જાણ્યા પછી જ તું પાછો સ્વર્ગમાં આવવાનો અધિકારી થઇશ. પાછો હું પૃથ્વી ઉપર ઉતર્યો. તે રંક સ્ત્રીના આત્માને મેં લઇ લીધો. તે વખતે એક બાળકીનો પગ તે સ્ત્રીથી ભાંગી ગયો હતો. હું ઉપર આવવા જતો હતો, તેવામાં પ્રભુની દૈવી શક્તિએ મારા હાથમાંથી તે સ્ત્રીનો આત્મા ઝુંટાવી લીધો, મારી પાંખો કાપી નાંખી અને મને સ્મશાનનાં વૃક્ષ પાસે નાંખ્યો. ”

ભગુ અને મંછાને હવે ખબર પડી કે આટલા દિવસ તેમણે કોને ખવડાવ્યું પીવડાવ્યું હતું. કોને પોતાના કારીગર તરીકે રાખ્યો

હતો. તેમની આંખમાં આનન્દનાં આંસુ ઉભરાયાં અને પેલા દેવતાઇ પુરૂષે આગળ ચલાવ્યું.

" આમ હું વસ્ત્ર વિહોણો સ્મશાનભૂમિમાં પડયો હતો. ત્યાર પહેલાં મને ખબર પણ ન્હોતી કે માનવ દેહને શાની જરૂર હોય છે. ભૂખ કે તરસથી હું કોઇ દિવસ પીડાયો ન્હોતો. પણ હવે તો મેંજ માનવરૂપ લીધું હતું અને હુંજ તાઢથી થર થર ધ્રુજતો સ્મશાનમાં પડયો હતો. શું કરવું એ મને સૂઝતું ન્હોતું. એવામાં ત્યાં મને માણસનાં પગલાં સંભળાયાં. પણ તમે ત્યાંથી પ્રથમ ગયા, ત્યારે મારી દરકાર ન કરી. પણ પાછળથી તમારો અંતરાત્મા કંપ્યો. તમે મારી પાસે આવ્યા. તમારામાં મારે માટે દયા ઉભરાઈ ત્યારે તમારૂં મ્હોં જેના ઉપર પહેલાં મૃત્યુની છાયા હતી તે સંજીવન ઔષધિથી સીંચાયું હતું ત્યારેજ તમારા મુખમાં મ્હેં પ્રભુનું તેજ જોયું.

અને જ્યારે તમારી પત્ની મને પ્રથમ મળી ત્યારે તેણે મારો તિરસ્કાર કરવા લાગી. પણ જ્યારે તમે એને પ્રભુનું સ્મરણ કરાવ્યું ત્યારે તેના હૃદયનો પલટો થયો. તે પહેલાંની સ્ત્રી ન્હોતી. હવે તેની મુખમુદ્રામાં પ્રભુની આકૃતિ મેં જોઈ છે. મને ત્યારે પરમાત્માનાં વચન યાદ આવ્યાં. " ત્યારે તું જાણશે કે માણસમાં શું વસે છે. " મેં જાણ્યું કે માણસમાં પ્રેમ વસે છે. જગતમંડળનું કેન્દ્ર પ્રેમ છે. પણ મારે હજી જાણવાનું બાકી હતું, કે માણસો શાથી જીવે છે. એટલે હું તે દિવસની રાહ જોતો હતો કે જ્યારે સર્જનહારે કરેલા રહસ્યનો હું ભેદ પામું. છેવટ તેજ બાળાઓ પોતાની પાળક માતા સાથે આ દુકાને આવી. મેં તરતજ બન્ને છોકરીઓને ઓળખી કહાડી અને જાણ્યું કે તે બન્ને હજી જીવી રહી છે. ત્યારે મને વિચાર થયો ' આની માએ મને કહ્યું હતું કે માતા પિતા વીના તે જીવી શકશે નહિ, છતાં પણ પેલી અજાણી બાઇએ બન્નેને ઉછેરી

મોટી કરી હતી. અને જ્યારે મેં એમની કથા સાંભળી અને પેલી બાઈએ એમને માટે પ્રેમનાં આંસુ સારતી જોઈ ત્યારે જીવન રહસ્યનો ભેદ મારા હૃદયમાં સ્ફુર્યો."

"અને તે રહસ્યનો ભેદ શો ?" મંછાએ પૂછ્યું.

અનન્ત જ્યોતિવડે દીપતો પરમાત્માનો પરિચારક બોલવા લાગ્યો: "જ્યારે મેં તેની માતાને ખેંચી લીધી ત્યારે મારી ખાત્રી હતી કે આ બાળાઓ જીવવા નહિં જ પામે. પરંતુ પરમાત્માની અખંડ શક્તિની કયાં સીમાઓ મપાઈ છે. એક સ્ત્રી જેને કોઇ પણ પ્રકારની નીસ્બત અથવા સ્વાર્થ આ છોકરીઓ પ્રત્યે ન્હોતો, તે એમને ઉછેરીને મોટી કરે છે, જાણે કે તે એનાં પોતાનાંજ રૂધિર અને માંસની બનેલી હોય ! ત્યારે મેં એ દયાસ્વરૂપ બાઈની આંખમાં પરમેશ્વરની મૂર્તિનું પ્રતિબિંબ નિહાળ્યું. અને મને સમજાયું કે માણસો શાથી જીવે છે ? અને મને લાગ્યું કે પરમેશ્વરે મને માફી બક્ષી છે. ત્યારે હું હસ્યો." આ શબ્દો સાથે તેણે આ દુનિયાનાં વસ્ત્રો પોતાનાં દૈવી દેહ ઉપરથી દૂર કર્યાં. એક ઝળહળતી જ્યોત એના શરીરને લપેટી રહી. એ જ્યોતિ શું આપણી માનવ આંખો જોઈ શકે ?

મોટા સ્વરે આકાશમાંથી કોઇ ધ્વનિ કહાડતું હોય તેમ તે બોલ્યો,

"મને પરમેશ્વરે સમજાવ્યું કે માણસ પોતાની જાતની દરકાર લીધાથી જીવતો નથી. પણ પ્રેમથી જીવે છે.

"હું જ્યારે માનવ દેહી બન્યો હતો, ત્યારે મારી જીંદગી કંઇ, મારો વિચાર કર્યાથી બચી ન્હોતી. પણ એક વટેમાર્ગુ અને તેની પત્નીમાં રહેલી સહાનુભૂતિ અને પ્રેમની ભાવનાથી. એમજ પેલી બે છોકરીઓ પણ પાડોશણના પ્રેમથી જ જીવન ધારી શકી. વસ્તુતઃ બધા જીવે છે તે કાંઈ પોતાની કાળજી લીધાથી નહિ. પણ

મનુષ્ય જાતિમાં જે પ્રેમ વસે છે તેની અનન્ત શક્તિથી જ. બધા પ્રેમથીજ જીવે છે—"

બધાએ પરમેશ્વરના આ ચમત્કારને નીચા વળી નમન કર્યું અને તે તો સર્જનહારનાં પ્રશસ્તિ ગાતા ગાતા, અનન્ત આકાશમાં અંતર્ધ્યાન થઇ ગયા.

*

કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, અને ભક્તિમાર્ગ મોક્ષ માટે અને બ્રહ્મના સાક્ષાત્કાર માટે ધર્મ પુસ્તકોમાં દેખાડયા છે. તે સર્વ ઉપર સામ્રાજ્ય ભોગવતો માર્ગ તે પ્રેમ માર્ગ!

" Love the Lord thy God
and love thy neighbour as thyself."

બે હજાર વર્ષ પૂર્વે ભગવાન જીસસે આ ધ્વનિથી જગત ભરી નાખ્યું હતું. અને તેજ વિશ્વપ્રેમની ગર્જના પાપમોચની ગંગાના તટ ઉપર આશ્રમોમાંથી આપણા રૂષિ મુનિઓ કહાડી, તોયે હજુ જગતે એ મંત્ર જીવનમાં નહિ જેવોજ ઉતાર્યો. હજુયે કોમી વિગ્રહો–ખૂનામરકીઓની બૂમો સંભળાયા કરે છે—

પરંતુ જ્યારે વિશ્વબંધુત્વની અને પ્રેમની પ્રેરણા જગત પીશે, ત્યારે નવી સૃષ્ટિનાં પગલાં મંડાશે.

# જગતનો જાત્રાળુ

તીરથ તારૂં છે ભીતર મોટું,
તે નહિં જોયું તપાસી,
અંતરગંગ સૂકાઇ ગઈ ને
ઘાટે ઘાટે ગંગ ભાસી!
રે મન!
શું કરે મથુરાં ને કાશી?
કવિ ખબરદાર

-[ ૧ ]-

વૃદ્ધાવસ્થામાં જ્યારે જીવનનો મોહ ઓછો થાય, ત્યારે પ્રભુની ભકિતમાં ચિત્ત પરોવાય એ તો સૃજનજૂનો અનુભવ છે-તદ્અનુસાર બે ઘરડા દોસ્તદારોને એક સાથે કાશીની જાત્રાએ જવાનો શોખ થયો. બંસીધર ઘણો ચારિત્ર્યશીલ માણસ હતો. આખી જીંદગીમાં દારૂ, ચાહ, તમાકુ વીગેરે કોઈ પણ જાતનું વ્યસન એણે

વળગાડયું ન્હોતું લોકોમાં પણ એની છાપ સાધુ પુરૂષમાં ગણાતી. બે ત્રણ વખત તો ગામના પટેલની ખુરશીપર બેસી બધાનો પ્રશસાપાત્ર થયો હતો. તેનું કુટુંબ પણ બહોળું હતું છોકરાને ઘેર પણ મોટા છોકરા તેણે જોયા હતા. અને બધા જ સંપથી સાથે રહેતા એટલે એને મત સંતોષ હતો.

તેનો દોસ્ત ગોવિંદ સાધારણ સ્થિતિનો સુથારનો ધંધો કરતો. તેનો એક પુત્ર તેની સાથે રહી કામમાં મદદ કરતો અને બીજો પરગામ કમાવા ગયો હતો. પણ તે પોતે આનંદી જીવન ગાળતો, દારૂ પણ પીતો. ચાહ બીડી વીગેરે બધા વ્યસનોનો શોખીન હતો. છતાંય તે પાડોસીઓ સાથે અને ઘરમાં આનંદ અને શાન્તિથી રહેતો.

બન્નેએ ઘણા વખતથી સાથે જાત્રાએ જવાનું નકકી કર્યું હતું, પણ બંસીધરને પોતાનાં કામમાંથી નવરાસ મળતી ન્હોતી, એક કામ પુરૂં થાય, કે બીજું શરૂ કરવાની તે તૈયારી જ કરતો, આ વર્ષ પૌત્રીનાં લગન હોય તો બીજે વર્ષ એનો છોકરો પરદેશથી મળવા આવવાનો હોય તો ત્રીજે વર્ષે નવું ઘર બાંધવાનું હોય—આમ વર્ષો વહી જતાં અને જાત્રાનો સંકલ્પ એમનો એમ રહી જતો.

એક વખત બીજા દોસ્તો એકઠા થયા ત્યારે જાત્રાની વાત નીકળી: "કેમ, હવે જાત્રાએ નીકળવાનો કયારે વિચાર થાય છે" ગોવિન્દે પુછયું બંસીધરે ડોળા કહાડી જવાબ આપ્યો "અરે શું જાત્રાએ જાય? આ વર્ષે તો ખરચ કરતાં મારો દમ નીકળી ગયો છે. પહેલાં તો ઘર બાંધવામાં સોએકનો ખર્ચ થશે એમ જણાતું હતું પણ વાતમાં ને વાતમાં આજ સુધી ત્રણસો તો થઈ ગયા અને હજુ તો પુરૂં પણ નથી થયું, આવતા ઉનાળા સુધી રોકાઇ જઇ પછી ઇશ્વરની મરજી હશે તો આપણે જઇશું" પણ મને લાગે છે કે આમ આપણે વિલંબ કરવો જોઇએ નહિ, ધરમના કામમાં ઢીલ કેવી?"

"ઢીલ કે બીલ!" બંસીધર ખીજાઈ બોલ્યો. "ઘરનું કામ શરૂ થયું છે તે અધુરૂં મૂકીને કેમ નીકળાય?"

"કેમ કોઇને સોંપીને ન જવાય. તમારો છોકરો છે તે સંભાળી લેશે"

"શું મારો છોકરો? એ તો બહુજ ગાફેલ છે, તે શું કામ કરતો હતો."

"ભાઈ, આપણે મરી જઈશું તો પણ જગતનું કામ તો ચાલ્યા કરશે, તમારો છોકરો થોડું કામ જોશે એટલે શીખી જશે."

"તે ગમે તેમ હોય, પણ મારે તો જાતેજ દેખરેખ રાખી, ઘર બંધાવવું છે, અને ઘરમાં તો મારાં ઘણાં નાણાં આ ઘરના કામમાં રોકાઈ ગયા છે. એટલે રૂપીયા વગર જાત્રાએ નીકળાય પણ કેમ?"

ગોવિન્દ હસ્યો: "તમારી આવક તો મારા કરતાં વીસગણી વધારે છે, છતાં પણ મારા કરતાં પૈસાની ચિંતા તમે વધારે રાખો છો. જુઓ મને ચોકકસ નિશ્ચય કરી ખબર આપજો કે કયારે નીકળવું છે અને હું તમારી સાથે આવવા તૈયાર રહીશ,"

આ સાંભળી બંસીધર પણ હસ્યો અને બોલ્યો શું તું એટલો બધો પૈસાવાળો થયો ને ગમે ત્યારે તૈયાર થઇ જઇશ. કેમ આટલી બધી પેદાશ કયાંથી થવા લાગી?"

"એ તો ગમે ત્યાંથી સો રૂપીયા ભેગા કરીશ, બીજે કયાંયથી નહીં મળે તો પછી થોડાં લાકડાં વેચીને પણ પૈસા મેળવીશ."

"અને લાકડાં વેચવા માટે પાછળથી પસ્તાવો કરીશ કેમ?"

"ના—ના—મારા પાપો સિવાય બીજા કોઇ માટે મારી જીંદગી ભરમાં પસ્તાવો કર્યો નથી, પોતાના આત્મા સિવાય બીજાની નાહક ચિંતા કરવાની માણુસને કંઇ જરૂર નથી"

છેવટે આ શબ્દોએ બંસીધર ઉપર જીત મેળવી તેણે કહ્યું

"બરાબર આપણે હવે જવુંજ જોઇએ ઘરના કામનું ગમે તેમ થાય. જીવન કે મૃત્યુમાં આપણે પ્રભુનાજ હાથમાં છીએ આપણે જીવતા છીએ ત્યાં સુધીમાં આપણે જાત્રાએ જઇ આપણી બાધા ઉતારી આવવી જોઇએ."

-[ ૨ ]-

સાત દિવસ પછી બન્ને જણ જાત્રાએ જવાની તૈયારી કરવા લાગ્યા, બંસીધર કામકાજની બધી દેખરેખ પોતાના મોટા છોકરાને કરવા માંડી; ઘરના કામની પણ બધી વ્યવસ્થા કરી. પણ ગોવિંદે તો ફક્ત પોતાની સ્ત્રીને જણાવ્યું કે જંગલમાં પોતાના ઝાડપરથી લાકડાં કપાવી, જે વેપારી મારા વેચાણના રૂપીયા પોતે આગળથી જ લીધા હતા તેના તેને લાકડાં આપી દેવાં બીજી કોઇ પણ જાતની તેણે પંચાત કરી નહી તેણેતો વિચાર્યું કે સંજોગો આવતાં બધાં યોગ્ય કામ કર્યાં કરશે તેમાં મારે વળી સુચનાઓ શાની આપવાની હોય."

આમ પોતાનો સામાન બાંધી, બન્ને જણા સ્નેહીઓની ભાવ-ભીની વિદાય લઇ, પગપાળા મુસાફરીએ નીકળી પડયા—ગોવિંદ હલકે હૈયે ઉલ્લાસથી ચાલતો હતો ઘરની વાત સઘળી તે ગામને પાદરે જ ભૂલી આવ્યો હતો એની એક માત્ર ચિંતા તો એજ હતી કે કેવી રીતે શાન્તિથી આ જાત્રા પુરી કરવી અને પોતાના સાથીને હંમેશ ખુશમીજાજી રાખવો. રસ્તે ચાલતાં ચાલતાં તે ધીમા સુરે ભજન ગાતા અથવા તો ગતજીંદગીનાં પાપોનાં થાય તેટલાં સ્મરણ કરી તે માટે પરમાત્માની માફી ચાહતો તે ફક્ત એકજ ચીજ ન કરી શકયો. ઘેરથી નીકળતાં એણે સંકલ્પ કર્યો હતો કે બીડીની ટેવ મૂકી દેવી અને એટલા માટે તો પોતાની ચુંગી પણ સાથે લીધી ન્હોતી એટલો જ તેનો જીવ કચવાતો હતો પણ રસ્તામાં એક માણસે એને ચુંગી આપી એટલે તેમાં તમાકુ ભરી ફુંકતો ફુંકતો બંસીધરની પાછળ આનન્દથી ચાલ્યા કરતો હતો.

પરંતુ બંસીધરના આત્માને ઘરની જંજાળે હજી પણ છોડયો ન્હોતો, ઘેર શું થતું હશે પોતાની બધી સૂચનાઓનો અમલ થતો હશે કે નહિ તેનાજ રસ્તે વિચાર કર્યા કરતો હતો. કેટલીકવાર તો એને એમ પણ થતું કે: "આ કહેવાતું રહી ગયું આમ પાછો જરા દોડી જઈ બરોબર કહી આવું."

-[ ૩ ]-

આમ રસ્તે લોકોનાં મીઠાં સત્કાર સ્વીકારતાં બન્ને દોસ્તો ઘણા દીવસની મુસાફરી પછી એક નાના ગામડામાં આવી પહોંચ્યા ત્યાંના લોકો તો ભાવિક હતા અને અતિથિઓના સત્કાર કરવા માટે તેમનાં હૃદય તૈયાર હતાં, પણ ગયે વર્ષે ત્યાં બીલકુલ પાક થયો ન્હોતો.. પૈસાદારો પોતપોતાનું જ સંભાળી રહ્યા હતા અને ગરીબ હતા તેમાંના થોડા ભૂખથી મરણ પામ્યા હતા અને થોડા તે ગામ છોડી બીજે સ્થળે નાસી ગયા હતા. બાકીના જેમ તેમ કરી કંગાળ અસ્તિત્વ ઘસડી રહ્યાં હતાં.

સુર્યનો પ્રચંડ તાપ તેમના શરીરને અતીશય અકળાવી રહ્યો હતો ઘણું ચાલવાથી તેમને તરસ પણ સખ્ત લાગી હતી. ગોવિંદ તો તદ્દન થાકી ગયો હતો તેની ઇચ્છા થોડા પાણીની અને આરામ કરવાની હતી તેણે બંસીધરને કહ્યું: "અત્યારે થોડું પાણી મળે તો ? મને તો એવી સખત તરસ લાગી છેકે પાણી વગર મારો જીવ જ નીકળી જશે."

"કોઈ ઝુંપડામાં જઇને પી આવ. મને તો તરસ નથી લાગી." ગોવિંદ જરા થોભ્યો: "તું મારી રાહ ના જોતો તેણે કહ્યું," હું પેલી ઝુંપડીમાં દોડી જઈ થોડું પાણી પી આવું છું અને આંખના પલકારામાંજ તારી સાથે થઇ જઇશ. તું આગળ ચાલતો થા."

"સારૂં" કહી બંસીધર આગળ રસ્તો કાપવા લાગ્યો અને તુરત ગોવિંદ પાસેના ઝુંપડા ભણી ગયો.

ગોવિન્દે ઝુંપડામાં દાખલ થઇ જોયું કે એને ઝુંપડું કહેવું કે કેમ એ પણ એક મોટો સવાલ હતો આજુ બાજુની તકલાદી ભીંતોમાં કેટલેક ઠેકાણે બાકોરાં પડયાં હતાં તેમાં કાગળનાં પુઠાં લગાવી સમારકામ કરેલું તેને માલમ પડયું તેમાં દાખલ થતાં પહેલાં આગળના વાડામાં તેણે એક હાડપિંજર જેવા માણસને તડકામાં કામ કરતાં જોયો. હતો ગોવિંદે તેને બૂમ પાડી પણ તેનો જવાબ ન મળવાથી તેણે ધાર્યું કે એ કદાચ બ્હેરો અથવા અવિવેકી હશે એટલે કે ઝુંપડાનાં બારણાં આગળ આવ્યો, બહારથી જ તેણે અંદર છોકરાનો રડવાનો અવાજ સાંભળ્યો બારણું એક વાર ઠોકયું પણ તેને કાંઇ જવાબ ન મળ્યો, બીજી બાજુ ઠોકયું પણ પરિણામ તેજ આવ્યું એટલે ત્યાંથી પાછા ફરવાનો વિચાર કરતો હતો પણ એવામાં અંદરના ભાગમાંથી વેદનાની તીવ્ર ચીસ તેણે સાંભળી શું અહીં રહેનારા કંઇ આફતમાં આવી પડયા છે ? તેને શંકા થઈ અને તેના હૃદયે તેને અંદર જવા પ્રેર્યો.

ઓરડીની એક બાજુએ સગડી પડી હતી. બીજી બાજુએ લાકડાનો એક બાંકડો હતો, તેના પર એક વૃદ્ધ બાઇ, સાદા પોશાકમાં માથા ઉપર હાથ રાખી, તેની વેદનાને ઓછી કરવા પ્રયાસ કરતી સૂતી હતી, તેની બાજુએ જાણે એકલાં હાડકાંનો જ સર્જાએલો હોય એવો એક બાલક ઉભો ઉભો ભૂખથી રડતો હતો પેલી બાઇ, આંખ મીંચી નીચી ડોક લંબાવી, પગને લાંબા ટુંકા કરાવી, નિસાસા નાંખતી હતી, તેના શરીરમાંથી દુર્ગંધ નીકળતી હતી, ગોવિંદને સ્પષ્ટ જણાયું કે ત્યાં કોઇપણ એ બીમાર બાઇની સારવારમાં હાજર ન્હોતું. ઓચીંતુ તે સ્ત્રીએ માથું ઉચકયું અને તેની નજર અજાણ્યા આગન્તુક ઉપર પડી.

“તમને અહીં શું જોઇએ છે. ?” તેણે પૂછયું, “અહીં તો તમારે માટે કશુંય નથી—”

ગોવિંદ જરાક પાસે જઇ બોલ્યો: "બ્હેન, હું એક જાત્રાળુ છું મને થોડુંક પાણી આપશો ?"

"પણ ભાઇ અહીં તમને કોણ આણી આપશે ? મારાથી તો ઉઠાતું પણ નથી અને આ છોકરો તો તદ્દન નાદાન છે, તમારે જોઇતું હોય તે હાથેના લઈ લો !"

"શું તમારી સારવાર કરવા પણ કોઇ નથી ?"

"ના—મારા પતિ પણ માંદા માંદા વાડીમાં કામ કરે છે."

નાનો છોકરો અજાણ્યાની હાજરીથી ચૂપ રહ્યો હતો. તેણે પાછું આંખમાં આંગળ ખોસી રડવા માંડયું. "મા—જરાક રોટલો આપને ભૂખ ઘણી લાગી છે."

ગોવિંદ કાંઇક વધારે પૂછવાનો વિચાર કરતો હતો. એવામાં એક ખેડુતે ભીંત ઝાલી જેમ તેમ ચાલતાં ઓરડીમાં પ્રવેશ કર્યો. ચાલતાં ચાલતાં તેને તમર આવવાથી તે જમીન પર ઢળી પડયો. ત્યાંથી ઉઠવાનો પ્રયાસ કરવાની પણ શક્તિ તેનામાં ન્હોતી. પણ બેઠો બેઠો જ લથડાતી જીભે એક એક શબ્દ છૂટો છૂટો બોલવા લાગ્યો.

"અમે બધાં અહીં માંદા પડયા છીએ. આ ગામમાં જે એક વર્ષથી દુકાળ ચાલે છે" અને પેલા છોકરા તરફ આંખ કરી તેણે આગળ કહ્યું: "આ બચ્ચું પણ ભૂખથી મરવા પડયું છે." અને તે ચોધાર રડવા લાગ્યો.

ગોવિંદ તરત જ પોતાના ખભા પરથી ઝોળી ઉતારી, અને તેમાંથી થોડીક મીઠાઈ તથા ખાવાનું જોતાંની વ્હેંતજ તેના પર હુમલો શરૂ કર્યો.

"મહેરબાની કરી પેલા કુવામાંથી પાણી આણી આપશો ?" તે બાઇ થોડુંક ખાઇ બોલી:" આજે સવારના હું પાણી ભરવા ગઇ, પણ બેડાંનો ભાર હું ઝીલી શકી નહિ."

તરત જ ગોવિંદ કુવા ભણી જઈ, પાણી ખેંચી લાવ્યો અને ઘરમાં બધાને પીવડાવી પોતે પીધું. અને બજારમાં જઈ અનાજની ખરીદી કરી લાવી, પોતે જ રાંધી બધાને જમાડયા.

-[૪]-

બધાં ખાઇ રહ્યાં પછી, પેલા માણુસે પોતાની આપવીતી કહેવા માંડી,

"અમે ખેતીમાંથી જ અમારો રંક જીવન નિર્વાહ ચલાવતા પણ ગયે વર્ષે પાક નિષ્ફળ ગયો, અને થોડા વખતમાં તો અમારો આગળનાં વરસનો સંઘરેલો દાણો પુરો થયો એટલે જે મળે તે અમે ખાવા માંડયું. છેવટે પાડોશીઓ અને ભલા માણુસો પાસે ભીખ માંગવા જેવી અમારી સ્થિતિ આવી ગઇ. પહેલાં તો અમને ભીખ મળી રહેતી. પણ વખત ખરાબ થતાં, તે પણ અટકી—લોકો પાસે પોતા પુરતું હોય તો જ બીજાને આપી શકે ને? અને અમને પણ એ ભિક્ષાવૃત્તિ કરવાનો કંટાળો આવ્યો.

"મેં કોઇ ઠેકાણે મજૂરી મેળવવા ફાંફા માર્યા. પણ એમ મજૂરી ક્યાંથી મળે? જ્યાં જૂઓ ત્યાં ભૂખ્યાં માણુસોનાં ટોળાં કામ માટે ફરતાં જણાતાં. આજે એક કામ મળે તો બે દિવસ બીજા કામ માટે રખડવું પડે. મારી સ્ત્રી અને બાળક ઘણે દૂર સુધી ભીખ માગવા જતાં. પણ જે મળે તે અમારા પેટ માટે ભાગ્યે જ પૂરતું હોય! છતાં પણ હૈયે, આવતા વર્ષ માટે સારી આશા રાખી અમે દુઃખમાં ને દુઃખમાં દિવસ ગબડાવ્યે જતાં પણ એવામાં દુર્ભાગ્યે અમારા ઘરમાં માંદગીએ પગપેસરો કર્યો. એક દિવસ થોડુંક ખાવાનું મળે તો ચાર પાંચ દિવસ પેટે પાટા જ બાંધી સૂવાનો વખત આવે—છેવટે અમે ઘાસ પણ ખાવા માંડયું. અને તેમાં મારી સ્ત્રી માંદી પડી. અને મારામાં તો કામ કરવાની શક્તિ દિવસે દિવસે

ક્ષીણુ થતી જતી હતી. અને એને સારી કરવાનાં મારી પાસે સાધન પણ ન્હોતાં."

હવે પેલી બાઇએ આગળ અનુસંધાન ચલાવ્યું: "મારા છોકરાની પણુ મારા જેવી જ સ્થિતિ હતી. તેને ભૂખને લીધે સખત આંકડીઓ આવવા લાગી. અમારા પાડોશીઓ પણુ અમને મદદ કરી શકે એવી હાલતમાં ન્હોતાં એટલે તમે આવ્યા ત્યારે અમે અહીં પડયાં પડયાં મરણુની રાહ જોઈ રહ્યાં હતાં."

ગોવિંદે આ વાત સાંભળી. તે દિવસે દહાડે તો બંસીધરને પકડી પડાય એમ હતું નહિ એટલે તેણે ત્યાંજ રાતવાસો કરવાનું ઠેરવ્યું. બીજે દિવસે સવારના વ્હેલા ઉઠી, પોતે જ જાણે ઘરનો માલીક હોય તેમ ઘરનું કામકાજ કરવા મંડયો. ઘરમાં જોઈતી ચીજ ન હોય તો પોતાના જ પૈસામાંથી બજારમાંથી મોંઘે મૂલે પણુ વેચાતી લાવે. કામકાજમાં ઘરનાં માણુસને મદદ કરે. આમ એક—બે—ત્રણુ આમ દિવસ વહી ગયા. છોકરાની તબીયત આ દરમીયાન સારી થઈ ગઇ હતી. અને બાંકડો ઝાલી ચાલતાં ચાલતાં સામે જોઇ હસતાં હસતાં 'દાદા—દાદા' એમ બોલી બધાને આનન્દ આપતો. પેલી બાઇ પણુ હવે ઘરકામમાં ચિત્ત પરોવતી થઈ. "હવે" ગોવિંદે વિચાર્યું "મારે જવું જોઇએ. આટલું બધું રોકાઇ જવાનું મેં ન્હોતું ધાર્યું."

-[ ૫ ]-

પણુ ચોથે દિવસે તે જઇ શક્યો નહિ.

ઝુંપડાના માલીક ખેડુતે તો કેટલાક વખત પર એક મારવાડી શેઠ પાસે પૈસા લઈ પોતાનું ઘર—જમીન બધું ગીરો મૂકયું હતું. તેને નાણાં પાછાં આપવાની મુદત પૂરી થઈ આજે તેની "પાસે પૈસા આવતા વરસનો પાક આવતાં આપીશ" એવી વિનંતી કરવા આજે

સવારે ગયો હતો. તે સાંજે ઉતરેલે ચહેરે પાછો આવ્યો અને દુઃખથી બેબાકળો બની રડવા લાગ્યો. પેલા મારવાડીએ તો એમ કહ્યું હતું કે " મારે તો હમણાં જ પૈસા જોઇએ."

ગોવિંદે પાછો મનમાં વિચાર ચલાવ્યો " આ બીચારા જમીન અને ઝુંપડા વગર કેમ રહી શકે ? અજાણ્યા લોકો એ બધું લઇ જશે અને ખરા માલીક અન્ન વિના રવડશે. જો હું એમનો આજ હાલતમાં ત્યાગ કરૂં તો એમનો સર્વનાશ નિશ્ચિત છે."

એ વિચારથી તે એટલો બધો ખિન્ન થયો કે તે દિવસે જવાનું બીજી સવારપર મુલત્વી રાખ્યું. પોતે વાડામાં પથારી પાથરી સુવા પહેલાં પ્રાર્થના કરી પણ તેને વિચારમાં ને વિચારમાં વ્હેલી ઉંઘ ન આવી. " હવે મારે જવું જ જોઇએ. મેં અહીં ઘણો વખત રહી, બહુ પૈસા ખર્ચી નાંખ્યા છે. આ લોકોની સ્થિતિ માટે હું ઘણો દીલગીર છું. પણ બધાંને જ હું કેવી રીતે કરી શકું ? " તેના હૃદયની સ્વાર્થી ભાવનાઓ બોલી ઉઠી. પણ તરત જ તેના અંતઃકરણમાં રહેલી દયા પોકારી ઉઠી, " શા માટે એમની જમીન મારવાડીના પંજામાંથી છોડવતો નથી ? તારી પાસે પૈસા તો હજી ઘણા બાકી છે તો એક ગાયને બળદ પણ તેમને ઉપયોગમાં આવે માટે અપાવતો જા."

આમ વિચારના વમળમાંથી છૂટા થવા તેણે ચુંગી ચેતાવી. પણ તે કાંઈ પણ પ્રકારનો નિશ્ચય કરી શકયો નહિ. અહીંથી ચાલ્યા જવું કે આ ગરીબ લોકોને આર્થિક મદદ કરવી. આ બેમાંથી કયો માર્ગ પકડવો તે એને સૂઝયું નહિ. આમ વિચારમાં ને વિચારમાં આખી રાત વહી ગઇ તેનું પણ એને ભાન રહ્યું નહિ. અને જ્યારે સવારના કુકડાઓ જગત જગવનારો નાદ કરવા લાગ્યા ત્યારે જ એણે આંખ મીંચી. અને પ્રભાતમાં સુંદર કલ્પના ભર્યું એણે એક સ્વપ્ન દીઠું તે પોતે પોતાનાં કપડાં પહેરી, હાથમાં ઝોળી લઈ, જવાને તૈયાર થયો. અને પોતાની લાકડી લઇ ચાલવા

માંડયું. પણ બારણું નાનું થઇ ગયું હતું કે તેમાંથી એક માણસ પણ ભાગ્યે જ નીકળી શકે, એક બાજુમાં એની ઝોળી ભેરવાઇ અને તેને છોડવવા જાય તેવામાં ડાબી બાજુ તેના ધોતીઆનો છેડો પકડયો, તેને છોડવવા જતાં જતાં તેણે જોયું કે એ તો પેલો ખેડુ-તનો નાનો છોકરો તે પકડી રહેલો હતો “ દાદા જતાં જતાં એકાદ રોટલાના ટુકડો આપતા જાવ ! ” તરત જ તે ઉંઘમાંથી ઝબકી ઉઠયો. તેનાં અસ્થિર મનનો સ્થિર દઢ નિશ્ચય થઇ ગયો હતો. સ્વપ્નના અદ્દભૂત અનુભવથી—આજેજ તેમનાં ઘરબાર હું ગીરાખતમાંથી છોડવીશ. અને બળદ અને ગાય પણ લઇ આપીશ ! જો મારા અંતરમાં જ ભગવાન વસે છે તેને ખોહી, કાશીમાં વસતા દેવને જોવા જઇશ તો એ શા ખપમાં આવશે ? હા મારે ગરીબ કુટુંબને મદદ કરવી એમાં જ મારી યાત્રાની પૂર્ણાહુતિ છે ! ”

સવારમાં જઇ તે શેઠને ખેડુતના દેવાની પાઇએ પાઇ બ્યાજ સાથે ચૂકવી આવ્યો. અને બજારમાંથી એક બળદ અને ગાય પણ તેણે વેચાતાં લીધાં. બન્નેને હંકારતો એ ખેડુતના ઘર ભણી આવતો હતો. ત્યારે ગામના કુવા પર પાણી ભરતી બે બાઇને તેણે પોતાની જ વાત કરતી સાંભળી.

“ જ્યારે એ પહેલો આવ્યો ત્યારે તો કોઇને ખબર પણ ન્હોની કે એ કોણ છે. તે તો એક જાત્રાળુ જેવો લાગતો હતો. અને થોડું પાણી પીવા જ ઝુંપડામાં ગયો હતો. પણ હવે તો એ ત્યાં ઘર કરીને જ રહ્યો લાગે છે, બધી ચીજ તેમને પોતાને પૈસે આણી આપે છે. એનાં જેવાં માણસ તો દુનીયામાં શોધ્યાં ન જડે મને તો એ અજબ જાત્રાળુને જોવાનું ઘણું મન છે. ”

આ પોતાની જ પ્રશંસા છે એમ જાણી, ગોવિંદ ત્યાંથી ઉતાવળે પગે ખેડુતને ઘેર પહોંચ્યો, ખેડુતના ઘરનાં તો બધા ગાય બળદ જોઈ અજાયબ થઇ ગયા.

અને તે રાત્રે જ્યારે બધા આનંદથી સૂતાં હતાં, ત્યારે ગોવિંદ ઉઠયો, પોતાની ઝોળી લઇ બંસીધરને પકડવા, પોતાની જાત્રા આગળ ચલાવી.

-[ ૬ ]-

સવાર સુધી ચાલ્યા પછી જ તેણે પોતાની નાણાંની કોથળી છોડી હીસાબ ગણવા માંડયો. બધો ખર્ચ કરતાં આખા સત્તર રૂપીયા તેની પાસે રહ્યા હતા. "એટલા પૈસાથી મારાથી કાંઇ કાશી સુધી ન જવાય." તેણે વિચાર કીધો, "ચાલો પ્રભુની મરજી એવી જ હશે. બંસીધરનાં નસીબમાં એકલું જ જાત્રાએ જવાનું લખ્યું હશે. મારો દીવો તે પોતેજ ચઢાવી દેશે."

આમ નિશ્ચય કરી તે પોતાના ગામ તરફ જવા લાગ્યો. પણ પેલા ગામથી તો તેણે બીજો જ રસ્તો લીધો કે રખેને ત્યાંનો કોઇ માણસ એને જોઇ જાય.

તે ધાર્યા કરતાં ઘણો વ્હેલો ઘેર આવ્યો એટલે ઘરના માણસો સાનંદ આશ્ચર્યમાં પડયાં. બધાં તેને પૂછવા લાગ્યાં કે કેમ આટલા બધા વ્હેલાં આવ્યા અને બંસીધર કાકા ક્યાં છે ?

પણ તેણે તો ટુંકમાં જ પતાવ્યું "ઇશ્વરે એમજ ધાર્યું હશે કે મારી જાત્રા પુરી ન જ થવી જોઇએ. રસ્તામાં મેં પૈસા ગુમાવ્યા મારા સાથીથી વિખૂટો પડયો."

ગામમાં બધા ડોસાની મૂર્ખાઇ પર હસવા લાગ્યા, કે તેણે પૈસા બગાડયા પણ પોતાની ઇચ્છા પુરી ન કરી અને કાશી વિશ્વ-નાથનાં દર્શન કર્યાં વગર જ પાછો ફર્યો. પણ ગોવિંદ જાણતો હતો અંતરમાં વસેલા ઇશ્વરને તેણે જોયો છે એટલે આ બધી ટીકાઓ નીરાંત જીવે સાંભળી, પહેલાની જેમ આનન્દથી જ રહેવા લાગ્યા.

-[ ૭ ]-

ગોવિંદે જ્યારે પાણી માટે ઝુંપડીમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે તેનો મિત્ર બંસીધર તો આગળ જ માર્ગ કાપતો ગયો. થોડે જઇ તેણે આરામ લીધો. પણ ગોવિંદ ત્યાં ન આવ્યો આખો દિવસ સૂરજ આથમ્યો ત્યાં સુધી તેણે પોતાના મિત્રની રાહ જોઈ પણ તેનો પતો ન જ લાગ્યો.

"શું તે મારાથી આગળ તો નહિ ચાલ્યો ગયો હોય ? તેને વહેમ પડયો અને કદાચ મારી નજર તેના પર પડી નહોય." આમ ગોવિંદના ન આવ્યાથી કંટાળી તેણે આગળ ચાલવા માંડયું તે એવી આશામાં કે કંઇ નહિ તોપણ છેવટે કાશીમાં તો ગોવિંદની મુલાકાત થશે જ.

આમ લાંબો પન્થ કાપી તે પતિતોને પાવન કરતી પુણ્ય ભાગીરથીના કીનારે દેવધામસમી કાશીનગરીમાં આવી ચઢયો અને બીજે દિવસે ગંગાસ્નાન કરી, ભીનાજ શરીરે દેવતાઓને અંજલિ અર્પી, એક પછી એક એમ બધા મંદીરોનાં દર્શન કરી આવ્યો. અને કાશીવિશ્વનાથની મૂર્તિ સમક્ષ, પોતાના સર્વ પાપોની ક્ષમા માંગી–ઘીનો દીવો સળગાવ્યો–બ્રહ્મભોજન કરાવ્યું અને યાત્રાની સર્વ વિધિ પૂર્ણ કરી, ગોવિંદની તપાસ બધા ગોર મહારાજોનાં ઘેર જઇ કરી, પણ તેને પત્તો નજ જડયો.

છેવટે હતાશ થઈ, તે પોતાને ગામ જવા નીકળ્યો.

જે રસ્તે આવ્યો હતો તેજ રસ્તે જતાં, પાછા પોતાના ઘરના વિચાર આવવા લાગ્યા. છોકરાએ ઘરનું કામ પતાવ્યું હશે કે જાગીરની દેખરેખ બરોબર કરી હશે કે ? આદિ ઉપાધિઓ પાછી તેના મનને ગુંચવવા લાગી.

ચાલતાં ચાલતાં જે ગામમાં ગોવિંદ અને પોતે વિખૂટા પડયા હતા, ત્યાં તે આવી ચઢયો. પણ ત્યાંના લોકોને ઓળખવાં પણ

મુશ્કેલ થઇ પડયાં. જ્યાં ગયે વર્ષ દુકાળના ત્રાસથી મૃત્યુની છાયા સમા માનવિઓ રખડતા હતા. ત્યાં આજે સુખ અને આનન્દથી ભરતી ઉભરાતી હતી. તે પેલા ઝુપડા આગળ ગયો. ત્યાં એક ન્હાનો છોકરો તેની ભણી દોડતો આવી, બોલાવવા લાગ્યોઃ "દાદા, દાદા, અમારે ત્યાંજ આવી, આરામ લેતા જાવ !" અને તેનો હાથ પકડી, હસતાં હસતાં તેને ઘરમાં લઈ ગયો. અંદરથી એક બાઇએ આવી તેનું સ્વાગત કર્યું "પધારો, પધારો ભાઇ તમે કોઇ યાત્રાળુ લાગો છો !" તેના વેશ પરથી બાઇ આ કલ્પના કરી શકી, "આજે અહીં રાત-વાસો કરી, નીરાંતે પાછા જજો !" બંસીધરે પણ કદાચ ગોવિંદના કંઈક સમાચાર અહીં મળશે એમ ધારી ત્યાં મુકામ કરવાનું કબુલ કર્યું. કારણ કે આજ ઘરમાં ગોવિંદ પાણી લેવા ગયો હતો.

બંસીધરે ત્યાંના સ્વાગત સ્વીકારી, તે ભલી બાઇનાં આતિથ્ય ભાવનાં વખાણ કર્યાં. પણ બાઇએ તો માથુ હલાવી કહ્યુંઃ "અમારે તો એમ કરવું એજ અમારો ધર્મ છે, કારણ કે એક અતિથિ જાત્રાળુએ જ અમને જીવનનો સાચો માર્ગ બતાવ્યો હતો, અમે તો ઈશ્વરને ભૂલી પાપી જીવન ગુજારતાં હતાં. એટલે તેણે અમને શિક્ષા આપી અને મૃત્યુની વેદના કરતાં પણ કારમાં જીવનમાં નાંખ્યા. ગયા વર્ષે જ્યારે અમારા દુઃખનો પાર ન્હોતો ત્યારે અમે બધાંજ મરવા પડયાં અને અમે મરણજ પામ્યાં હોત, પણ પરમાત્માએ પોતાના પયગમ્બર જેવો, તમારીજ વયનો એક યાત્રાળુ અહીં મોકલ્યો, ખરે બપોરે તે તો ફક્ત પાણીજ પીવા અહીં આવ્યો હતો. પણ અમારી આ સ્થિતિ જોઈ, અમારા પર દયા આણી, સારવાર કરવા રોકાયા. અમને ખોરાક, પાણી, વીગેરે આણી આપી અમારા શરી-રની અને પૈસાની સ્થિતિ પણ સુધારી. અમારા ઘરબાર મારવાડીના પંજામાંથી છોડાવ્યા. અને પછી અમને મળ્યા વગરજ અહીંથી અંતર્ધ્યાન થયા."

અને તે બાઇએ આગળ ચલાવ્યું: " હજીય અમને ખબર નથી પડતી કે એ પ્રભુના ફીરસ્તા હતા કે શું ?" તેણે અમારા પર સહાનુભૂતિ બતલાવી, છતાં પણ પોતે કોણ છે તે કહ્યા વગર જ અહીંથી ચાલ્યા ગયા. એટલે અમારે તો એની પૂજા કરવાની હોંસ પણ ફળીભૂત ન થઈ."

સાંજે કામથી પરવારી ખેડુત આવ્યો. તેણે પણ ગોવિંદની ભલમનસાઇની વાત ઉલ્લાસિત હૈયે બંસીધરને કરી. " જો તે અહીં વેળાસર ન આવી પહોંચ્યા હોત તો અમે પાપી દશામાંજ મરણ પામત કારણ કે દુઃખમાં અમે પરમાત્મામાંથી શ્રદ્ધા ગુમાવી હતી. પરંતુ આ શ્રદ્ધાળુ જાત્રાળુએ અમારી બુદ્ધિ ઠેકાણે આણી, અમને જીવતદાન આપ્યું તેણેજ અમને માણસ બનાવ્યાં."

બધાં સૂતાં. પણ બંસીધરને તે રાત્રે નિંદ્રા નજ આવી. ગોવિંદની સ્મૃતિએ તેને જાગતોજ રાખ્યો, " તેણે જાત્રા કરી હોય કે નહિ. પણ તેનો મોક્ષ નક્કી છે."

બીજી સવારે તે પોતાના ગામ ભણી નીકળ્યો.

એક વર્ષે બંસીધર પોતાને ઘેર પાછો આવ્યો. ત્યારે સાંજનો વખત હતો. તેનો પુત્ર ઘેર ન્હોતો પણ થોડીવારે દારૂથી ચીકાર થઇ તે આવ્યો. તેની ગેરહાજરીમાં, સંપૂર્ણ અવ્યવસ્થા અને અંધકારનું સામ્રાજ્ય ચાલ્યું હતું. તેના છોકરાએ પોતે આપેલા બધા પૈસા ઉડાવી દીધા હતા. બંસીધર ઘણો ખીજવાયો ત્યારે છોકરે જવાબ આપ્યો, " તમે જાત્રાએ ગયા ત્યારે બધા પૈસા સાથે લઈ ગયા અને હવે મારી પાસે પૈસા માંગો છો તે હું ક્યાંથી આપું ?" બંસીધરનો ગુસ્સો હાથમાં ન રહ્યો. તેણે પોતાના દારૂડીયા પુત્રને જોરથી તમાચો ખેંચી કહાડયો.

એની જાત્રા કેવી ફળી ?

બીજે દિવસે સવારે એ ગોવિંદને મળવા ગયો. ગોવિંદ પોતાના તાજાં કપાઇ આવેલાં લાકડાં તપાસતો હતો. ગયા વર્ષ કરતાં આ વર્ષ તેને ત્યાં ઘણાં સારાં લાકડાં નીકળ્યાં હતાં. બન્ને મિત્રો ભેટયા એક બીજાની ખબર પૂછી. બધાને કહ્યું હતું તેમજ ગોવિંદે બંસીને કહ્યું.

"કેમ તમે જાત્રા બરોબર કરી આવ્યા" તેણે પૂછ્યું.

"કરી તો આવ્યોઃ પણ તે ફળી કે નહિ તે તો પ્રભુ જાણે" ગઈ કાલના અનુભવ ઉપરથી ખિન્ન થયેલો બંસીધર બોલ્યો; અને તેની આંખમાં આંસુ આવ્યાં.

થોડીવારે પાછું તેણે આગળ ચલાવ્યુંઃ "પાછા આપતાં રસ્તે જે ઘરમાં તમે પાણી લેવા ગયા અને મારાથી છૂટા પડયા ત્યાં હું ગયો હતો . . . ."

પરંતુ તરતજ ગોવિંદે વાત ઉડાવી. "તે પણ એક જાતની જાત્રાજ હતી. પણ ચાલો જરા ચાહ તો પીતા જાવ."

બંસીધરે આ મહાત્માની ઉદારતા જોઇ આનંદથી પોતાનું મસ્તક નમાવ્યું. પેલા ખેડુતનાં કુંટુબે કહેલી વાત તો એ કહી શકયો નહિ, પણ તે સમજી શકયો હતો આ પૃથ્વીપર અવતરી, પ્રેમ અને સત્કર્મ કરી પોતાનું જીવન વીતાડે છે તેજ ખરો જગતનો જાત્રાળુ છે!

# જીવનનું સત્ય

મધુપુર રાજ્યમાં ઘણુંય વર્ષોપર ઇસ્માઇલિ નામનો એક ખેડુત રહેતો હતો. તેનાં લગ્ન થયાં ને બીજેજ વર્ષે તેણે પિતાનું સુખ ગુમાવ્યું. તે વેળા તેની પાસે ઘણી સંપત્તિ ન્હોતી. પાંચ–સાત ઢોર, એકાદ–બે વીઘા જમીન અને ઝુંપડા સરખું ગામડાનું ઘર–એટલામાંજ તેનું સર્વસ્વ આવી જતું. પરંતુ એ નાની થાપણમાંથી વ્યવસ્થાપૂર્વક ઉદ્યમ અને કાળજીથી તે વધારે ને વધારે સંપત્તિ પ્રાપ્ત કરવા લાગ્યો. તે અને તેની પત્ની સવારનાં બધાં કરતાં વ્હેલાં ઉઠતા અને મોડી રાત સુધી અથાક મ્હેનત મજૂરી કરી, જીવન વીતાડતાં અને દર વર્ષે પોતાની મીલ્કતમાં કાંઇ નહિ ને કાંઇ વધારો થયલો જોતાં. તે એટલે સુધી કે પાંત્રીસ ચાળીસ વર્ષના ઉદ્યમ ભર્યા જીવન પછી તેમણે ન્હાનાં ગામડામાં ન્હાનું સરખું રાજ રચ્યું. ૫૦૦–૭૦૦ ઢોર અને હજારો વીઘાં જેટલી ફળદ્રુપ જમીનનો તે માલીક થઇ પડયો. તેને ઘેરે મજુરોનો પણ

એક ન્હાનો કાફલો કામ કરવા લાગ્યો. નોકરોજ જનાવરોને ઉછેરે ને તેમની સંભાળ લે, ગાય-ભેંસ, વીગેરે દોહી, તેમાંથી છાસ, માખણ, ઘી બનાવે. દરેક વસ્તુ એની પાસે વધારે ને વધારે જથામાં નીકળે.

તાલુકામાં દરેક માણસ એની અદેખાઈ કરતો કહેવા લાગ્યો, "ઇસ્માઇલ તો ઘણો ભાગ્યવાન છે. તેનો દ્રવ્યભંડાર અખૂટ છે. આ દુનિયા તો એને મન આનન્દનું ધામ છે."

આજુ બાજુનાં ગામડાઓનાં જાણીતા માણસોમાં એનું નામ ગણાતું થઈ ગયું. દૂર દેશાવરથી પણ એની ઓળખાણ કરવા તલસતા મ્હેમાનો એને ઘેર આવી ચઢતા અને એનાં મીઠાં સ્વાગત સ્વીકારાતા, એના અખૂટ ભંડારમાંથી ખાતાં, પીતાં, મઝા કરતાં કોઈ પણ મ્હેમાન આવ્યો કે ચાહ-શરબત, નાસ્તો થયાંજ હોય-અને જો કોઇ વધારે જાણીતો પરોણો પધાર્યો તો તો કંસાર ને ઘીનાં જમણ થયાં જ સમજવાં.

ઇસ્માઇલને કુટુંબ સુખ પણ સારૂં હતું. તેને બે પુત્ર અને એક પુત્રી હતા. એ ત્રણે સંતાનોને પરણાવી ચૂકી, તે પોતાની જાતને કૃતકૃત્ય માની રહ્યો હતો.

તેની ગરીબાઇના વખતમાં તેનો પુત્રો પણ તેની સાથે કામે જતો અને ઢોરની જાતે દેખરેખ રાખતો; પણ જ્યારે સમૃદ્ધિનાં વ્હેણ તેને આંગણે ઉભરાવા લાગ્યા, ત્યારે લક્ષ્મીના ઉન્માદથી તેમની બુદ્ધિ ભ્રષ્ટ થવા લાગી. મોટાએ સુરાદેવીની આરાધના કરવા માંડી, અને નાનો, તેની જક્કી પત્નીના ચઢાવ્યાથી પિતાની ઇચ્છાનુસાર વર્તન ન રાખી શકવાથી, તેનાથી જૂદો થયો તેને મીલ્કતનો હીસ્સો આપવો પડયો એટલે ઇસ્માઇલની સંપત્તિ એટલી ઓછી થઇ. એટલી કમનસીબી જાણે ઓછી ન હોય, તેમ તેનાં જનાવરોમાં એક અસાધ્ય, હઠીલો રોગ ફાટી નીકળ્યો અને કેટલાક પ્રાણની

આહૂતિ લેતો ગયો બીજે વર્ષે પાક નિષ્ફળ ગયો ત્રીજે વર્ષે અતિશય તાઢથી તેનાં ઘણાં ઢોર મરી ગયાં, અને અધુરામાં પુરૂં બાકી રહેલાં તંદુરસ્ત, પાણીદાર ઘોડાઓને, તાલુકાનો બદમાશ ચોર એક રાતે નજર ચૂકવી ચોરી ગયો. આમ વિધિના સર્વદેશીય કોપથી, તેની સંપત્તિ ધીમે ધીમે ઓછી થવા લાગી. અને વૃદ્ધાવસ્થાની શરૂઆતથી તેની દેહની શક્તિનાં તેજ પણ ઓસરતાં હતાં.

સીત્તેર વર્ષની ઉમર થતાં તો તેણે ઘરમાંનાં વાસણ, કપડાં, રાચરચીલુ વેચવા માંડયું. અને સંજોગવશાત્ દેવું પતાવવા માટે બાકી રહેલી બધી મીલ્કત વેચતાં, ભૂખમરાની સાક્ષાત્ પ્રતિમા સામે તે અને તેનું કુટુંબ ખડાં થઇ ગયાં. આ બધું કેવી રીતે થયું, એ પોતે પુરેપુરૂં સમજી શકે તે પહેલાં તો તે પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠો અને વૃદ્ધાવસ્થામાં તેને અને તેની પતિવ્રતા પત્નીને કોઇની નોકરી કરવાનો વખત આવી પહોંચ્યો. પહેરવાનાં કપડાં અને એકાદ નજીવા વાસણ સિવાય બીજું કશુંય આ જોડ઼ પ્રેમાળ પતિપત્ની પાસે રહ્યું નહિ. છૂટો પડેલો પુત્ર આઘે દૂર દેશાવર ભટકતો ફરતો હતો–પુત્રી મરણ પામી હતી. એટલે તેમને આ દુઃખના સમયમાં સહાય કરવા પણ કોઇ રહ્યું ન્હોતું.

મહમદશાહ ઇસ્માલની પડોશમાં રહેતો હતો. તેની આર્થિક સ્થિતિ સાધારણ હતી. તે ઘણો ગરીબ પણ નહિ હતો અને ઘણો પૈસાદાર પણ ન ગણાય. પણ એકંદરે તેનું જીવન સુખી હતું. તેણે પણ પહેલાના વખતમાં ઇસ્માઇલની મ્હેમાનગીરીનો સ્વાદ ચાખ્યો હતો. અને ઇસ્માઇલની આવી દરિદ્ર સ્થિતિ આવેલી જોઇ એના પર દયા આવી. તેણે માયા બતાવી ઇસ્માઇલને બોલાવીને કહ્યું:

"ઇસ્માઇલ, તું અને તારી ઓરત બન્ને મારી સાથે રહેવા આવો. ઉન્હાળામાં મારા બગીચામાં બને એટલું કામ કરજો અને

શિયાળામાં મારા ઢોરઢાંખરની દેખરેખ રાખજો. તારી સ્ત્રી મારા ઢોરને દોહશે અને દહીં, છાસ બનાવશે. અને તમને બન્નેને હું કપડાં અને ખાવાનું આપીશ. છતાં પણ કાંઇ જરૂર પડે તો માગી લેજો. મારૂં ઘર તે તમારૂંજ સમજજો. ”

ઉપકાર વશ થઇ બન્ને મહમદશાહને ત્યાં નોકર તરીકે રહેવા આવ્યા. પહેલાં તો એ ગુલામી અસહ્ય લાગી. પણ પાછળથી બન્ને નવી જીંદગીમાં ટેવાઇ ગયાં અને બને તેટલું કામ કરી, ઈશ્વરની બંદગીમાં જીવન ગુજારવા લાગ્યાં.

મહમદશાહને પણ એમાં કાંઇ ખોટ ન ગઇ. કારણ કે પહેલાં પોતેજ માલીક હતાં એટલે વ્યવસ્થા પૂર્વક કામ કરતાં એમને આવડતું હતું. થાય એટલું કામ સુંદર રીતે કરે. પણ કામમાં જરાય આળસાઇ કરે નહિ. છતાંય ઉન્નતિનાં શિખરે એક વખત ઉલ્લાસતાં આ યુગલને પડતી દશામાં જોતાં મહમદશાહનું સંસ્કારી હૃદય દુઃખથી દ્રવતું.

એક વખત એવું બન્યું કે મહમદશાહનાં કેટલાંક સગાંવ્હાલાં દૂર દેશાવરથી આવી ચઢયાં. તેમાં વળી મક્કા-મદીનાની હજ કરી આવેલા એક મુલ્લાં સાહેબ પણ તેના મ્હેમાન થઈ રહ્યા હતા. ઈસ્માઇલને પરોણાઓને ખુશ કરવા મિષ્ટાન્ન ભર્યાં પકવાનની તૈયારી કરવાનું ફરમાન મળ્યું.

ગૃહપતિની સાથે, ઇજીસનાં સુંદર ગાલીચા પર બેઠા બેઠા, વાતોના તડાકા મારતા મારતા મ્હેમાનો મીજબાનીની મોજ માણી રહ્યા હતા. પકવાનનાં અને બીજી રસોઇના વખાણ કરી રહ્યા હતા. તેવામાં પોતાનાં કામકાજથી પરવારી ઇસ્માઇલ બારણા આગળથી જતો હતો મહમદશાહે તેને જોતાં વેંત જ એક મ્હેમાનને કહ્યું:—

“ આ પેલો ડોસો ગયો તેને જોયો કે ? ”

"હા" તેને જવાબ મળ્યો, "કેમ, એને માટે કાંઇ ખાસ જાણવા જેવું છે?"

મહમદશાહ—"આટલું જ કે એક વખત એવો પણ હતો જ્યારે અમારા બધામા એ સૌથી વધારે પૈસાવાળો હતો. એનું નામ ઇસ્માઇલ તમે કદાચ એને વિશે સાંભળ્યું પણ હશે.

"જરૂર, એ તો ઘણો નામાંકિત માણસ છે" મ્હેમાન આનંદથી બોલ્યો, "પણ કોઇ દિવસ એને નજરે દીઠેલ નહિ, તે આજે નજરોનજર ભાળ્યો. પણ એની કીર્તિ તો જગ જાણીતી છે, તે અહિંયા આવા વેશે ક્યાંથી?"

મહમદશાહ—"પણ હવે એની પાસે પ્હેલાનું કશું રહ્યું નથી. ફક્ત એનું સારૂં નામ અને ફીરસ્તા જેવો સ્વભાવ હવે તો એ અને એની બુઢ્ઢી ઓરત બન્ને મારા નોકર તરીકે મારી સાથે રહે છે.

મ્હેમાન વિસ્મય પામ્યો, તેની જીભ કરડાઈ ગઇ, "અરર–" બોલાઈ ગયું, માથું વિચારમાં ને વિચારમાં નીચું હાલ્યું તે બોલ્યો.

"ગાડાનાં પૈંડાની જેમ મનુષ્યની દશા ઉંચે નીચે ફર્યા કરે છે. એકને ઉંચે ચઢાવે, ત્યારે બીજાને નીચે ગબડાવે છે." મુલ્લાંને પણ આ વાતમાં રસ પડયો. તેણે અનેક ધર્મનાં ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો. અને સંસ્કૃતના પણ ખાં હતા. તે બોલી ઉઠયા.

"ખરેખર, એક હિન્દુ કવિએ પણ ગાયું છે.

"नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण।"

મ્હેમાને આતુરતાથી પૂછ્યું, "એ શું હવે આવી નિરાધાર હાલતમાં દુઃખના રોદણાં નથી રડતો?"

મહમદશાહે જવાબ આપ્યો, "તે તો કોણ જાણે? અહીંયાં તો એ શાન્તિથી પ્રભુમય જીવન ગાળી, બને એટલું કામ સુંદર રીતે બજાવે છે."

"ત્યારે હું એને પૂછું" મુલ્લાં વધારે આતુર બન્યા હતા, તે બોલ્યા. "એના જીવન વિશે પૂછવાની મને ઘણી તીવ્ર ઉત્કંઠા થાય છે."

"પૂછોને. એમાં શું?" મહમદશાહ બોલ્યો અને તેણે ઇસ્માઇલને પાસે બોલાવ્યો, "બા બા, અહીં આવો અને અમારી સાથે દૂધનો એકાદ કટોરો પીઓ અને હાં....અમ્માને પણ તેડતા લાવજો હં કે!"

ઇસ્માઇલ અને તેની વૃદ્ધ પત્ની ધીમી ચાલે વિશાળ ખંડમાં આવ્યા. ઇસ્માઇલે પરોણાઓને સલામ કરી, ખબર પૂછી અને શેતરંજીને છેડે જમીનપર બેસી ગયો. અમ્મા શેઠાણી, પાસે બાનુના ખંડમાં ચાલી ગઈ.

એક પરોણાએ ઇસ્માઇલિને દુધનું પ્યાલું ધર્યું. શેઠ અને પરોણાઓને સલામ ભરી, દુધ પુરૂં કરી. તેણે પ્યાલું નીચે મૂકી દીધું.

"બાબા," આતુર મુલ્લાં સાહેબ બોલ્યા, "અમને જોઇને આજે તમારૂં દીલ કંઇક નાખુશ થયું હશે? કદાચ તમને પોતાની પ્હેલાંની સાહ્યબી યાદ આવી હશે? તમારી મીજબાનીઓની જાહોજલાલી અને પરોણાઓનાં સત્કાર અને તમારા અત્યારનાં આ હાલ તમારૂં હૃદય ચીરતાં હશે? કેમ ખરૂં ના—"

જાણે જીવનનાં કોઇ બુરા સ્વપ્નમાંથી ઝબકી જાગી ઉઠયો હોય એવા ફીલ્સુફ સમું ઇસ્માઇલિ હસ્યો, અને બોલવા લાગ્યો;

"સાચું સુખ દુઃખ શામાં છે એ જો તમને હું કહીશ, તો તમે માનશો પણ નહિ. તમે મારી બીબીને પૂછો.

તે સ્ત્રી છે. જે તેને હૈયે હશે તેજ એ કહેશે. તમને એ બધું સત્ય સમજાવશે."

મ્હેમાનોએ સ્ત્રીઓના પડદા તરફ નજર કરી.

"અમ્મા," મહમદશાહ બોલ્યો," પહેલાંની જાહોજલાલી પછીની આ ગુલામી તમને કેવી લાગે છે?"

અમ્મા પડદા પાછળથીજ બોલી.

"હું અને મારા ખાવિંદ આ દુનિયાની જાહોજલાલીમાં સુખને શોધતાં પચાસ વર્ષ સુધી રહ્યાં. પણ અમને એ સુખ નજ મળ્યું. પણ હવે આ છેલ્લા બે વર્ષમાં-અમારી પાસે કશુંય રહ્યું નહિ અને અમે મજૂરનું શ્રમજીવી જીવન જીવતાં થયાં, ત્યારેજ અમને ખરૂં સુખ શામાં છે એ સમજાયું-ખરૂં સુખ મળ્યું. અને હવે તો અમને એટલો સંતોષ છે કે અમારી આ હાલત કરતાં બીજું કશુંય અમારે જોઇતું નથી." મહમદશાહ અને તેના મ્હેમાનો આવા ગાંડા લાગતા પ્રત્યુત્તરથી વધારે આશ્ચર્યચકિત થયા. શેઠે પોતે, ગાંડાની જેમ અમ્માનું મ્હોં નિહાળવા દોડી જઇ પડદો ખસેડયો. ત્યાં તે અદબ વાળી, પોતાના જૈફ પતિની તરફ અમી ભરી, પ્રેમ દષ્ટિવડે આલોકતી અને મ્હોંમાંથી હાસ્યનાં અજબ જાદુ ભર્યાં તેજ વેરતી ઉભી હતી. ઇસ્માઇલ પણ તેની સામે જોઇ તત્વજ્ઞાની સમું ગંભીર હસતો હતો.

અમ્માએ આગળ ચલાવ્યું.

"હું સાચુંજ કહું છું. જરાય મજાક નથી કરતી. પચાસ વર્ષ સુધી સુખને મેળવવા ખોટાં ફાંફાં માર્યાં. પણ જ્યાં સુધી અમે ધનવાન હતાં, જ્યાં સુધી અમે સમૃદ્ધિને પારણે ઝૂલતાં હતાં ત્યાં સુધી તે નજ જડયું. પણ હવે જ્યારે અમે ગુલામ બની, મજૂરી કરી, પેટ ભરતાં થયાં; ત્યારે તો એવું પૂરેપુરૂં સુખ મળ્યું કે હવે બીજી કાંઇ પણ આશા પૂરવી બાકી રહી નથી."

મ્હેમાન—"પણ તમને આમાં શું સુખ જડયું."

"કેમ?" અમ્મા અજાયબ થઇ બોલી, "જયારે અમે પૈસાવાળા હતાં, ત્યારે અમને એટલી બધી જંજાળ હતી કે અમને એકબીજા સાથે આનન્દથી વાત કરવાનો પણ વખત ન્હોતો મળતો —અરે અલ્લાહને યાદ કરવાની પણ ઘડીભરની ફુરસદ ન્હોતી, પરવાહ ન્હોતી. કોઇ મ્હેમાન આવ્યો કે શું ખવડાવશું? શું ભેટ સોગાદ

આપશું ? આપણું સારૂં કેવી રીતે બોલાશે ? એવી હજારો પંચાત. અને મ્હેમાન ગયા કે અમારા મજુરોની દેખરેખ રાખવાની. અને ઓછું ખવાડતાં, તેમનાં શરીરમાંથી વધારેમાં વધારે કામ કઢાવવાની ચૂસવાની ફીકર. એ ફીકરમાંજ અમે અમારા માનવબંધુઓ સાથે નાલાયક વર્તન રાખી, પાપમાં પડયા. પછી ચોરની બ્હીક, જંગલી જનાવર પાક ન બગાડે તેની બહીક, આમ રાતની રાત ચિંતામાં ને ચિંતામાં ઉજાગરો કરી કાઢવી પડતી. જરાતરા પણ ઉંઘ આવી તો બધું બરાબર છે કે નહિ તેની ખાત્રી કરવા, જાગીને દોડવું પડતું.

"આમ એક થયું કે બીજું ઉભુંજ હોય. અને વળી અમારા બે વચ્ચે મતભેદ ઉભા થાય તે તો જૂદા. કેરીનો પાક વધારે થયો હોય તો એ કહે "મારા ભાઇને ત્યાં મોકલ" અને હું કહું "મારા બાપને ત્યાં ખાવા જેવા છોકરાં છે ત્યાં મોકલીએ," નજીવી બાબતમાં તકરાર આમ વધતી અને અમે વધારે ને વધારે પાપમાં ધસડાતાં. એવી રીતે એક ઉપાધિમાંથી બીજીમાં, એક પાપમાંથી બીજામાં અમે ગબડતાં ગયાં, પણ અમને સુખ કે શાન્તિ નજ મળી—"

"અને હવે ?" કોઇએ પ્રશ્ન કર્યો.

"હવે ? હવે તો સવારમાં વ્હેલાં આનંદથી ઉઠી, વગર કંકાસે કામમાં ને કામમાં આખો દિવસ ક્યાં જાય તેની ખબર જ રહેતી નથી-કારણ કે હવે અમારૂં કંકાસનું કારણ જ રહ્યું નથી. અમારા શેઠની કેમ સારી રીતે સેવા બજાવવી એના સિવાય બીજી કાંઈ ચિંતા નથી. અમારા ગજા પ્રમાણે કામ કરીયે અને તે પણ એવા નિશ્ચયથી કે અમારા માલીકને એનાથી ફાયદો થાય. અને કામેથી પરવારીને આવીયે કે અમારૂં ભાણું શેઠના રસોડામાં તૈયાર જ હોય. શિયાળામાં તાપણુંય હોય ને ગરમ કપડાં પણ મળે. હવે પ્રેમ ભરી વાતો પણ અમે કરીયે. એક બીજાને પીછાણવાનો પ્રયત્ન પણ કરીએ અને અલ્લાહની બંદગી કરવાનો વખત પણ મેળવીએ. અમારાં સારાં નસીબે

પચાસ પચાસ વર્ષે અમને આવું સુખ મળ્યું." અમ્મા બોલી રહી. જાણે આકાશને આરેથી સરસ્વતી વાણી બોલી રહી હોય એમ. સંતોષ અને આનંદની પ્રતિમા સમી. પરંતુ મ્હેમાનો આને ઘેલછા સમજી હસવા લાગ્યા.

પણ ઇસ્માઇલ બોલ્યો.

"દોસ્તો ! હસો ના. આ મજાક નથી. પણ જીવનનું સત્ય છે. અમે પોતે પણ પહેલાં મૂર્ખા હતા. અને થોડાક પૈસા ગુમાવતાં દીલ્ગીરીમાં ગમગીન રહી વૃથા શોક કરતા. પરંતુ ઈશ્વરે હવે અમને સત્ય બતાવ્યું છે. અને એ સત્ય અમારા આત્મ સંતોષને માટે નહિ પણ તમારાજ ભલાને માટે તમને સમજાવીએ છીએ."

એક પયગમ્બરની જેમ એ ગાંભીર્ય ભર્યા વચન બોલ્યો. છતાંય મ્હેમાનોનું હસવું ચાલુ જ હતું. ગરીબાઇથી આ બન્નેને તેઓએ દિવાના થઈ ગયેલાં ધાર્યાં.

પરંતુ મુલ્લાં જીવનનું સત્ય જાણતા હતા. તે બોલ્યા.

"બિરાદરો—આજ જીવનનું સત્ય છે. ગરીબીમાંજ ખરી અમીરી છે. પાક કુરાને શરીફમાં પણ એવુંજ લખ્યું છે." મ્હેમાનું હાસ્ય શમ્યું. તે બધા એક જુદીજ ભાવનાના અમૃત પીવા લાગ્યા. અને વૃદ્ધ અમ્મા અને ઇસ્માઇલની શાન્ત, ગંભીર, તેજભરી, મુખમુદ્રા તરફ હૃદયનાં પ્રેમપ્રણામ કરવા લાગ્યા.

# ક્ષણભંગુર વૈભવ

યુગ યુગ જૂની આ વાત છે : ઘણાંયે વર્ષો પહેલાં સ્વર્ગનાં અમૃતબિન્દુ સમા કોઈ એક પ્રદેશમાં કૃષિપાલ નામનો કીર્તિ-વંત રાજા રાજ્ય કરતો હતો. તેના ખજાનમાં ન ગણાય એટલું ઝવેરાત ઉભરાતું અને તેના પ્રદેશ પ્રત્યેક દિશમાં નનન્દવનનાં ચોમર કુલડાંના સમી વૈભવની ફોરમ પથરાતી. તેના રાજ્ય સેવકોનો કાફલો જ્યારે દશેરાની સ્વારીમાં ફરવા નીકળતો, ત્યારે સહસ્રરશ્મિ ભગવાન સવિતા નારાયણના આગમનનો કંઈક આછો અધુરો ખ્યાલ આવતો.

પરંતુ એ મહારાજા કૃષિપાલ પણ છેવટે મનુનો જ વંશ જ હતો. પામર માનવિ હતો અને કયા માનવીને પોતાની અબાધિત સંપત્તિને માટે ગૌરવ, અભિમાન નથી થતું ? તે તો એમ જ માનવા લાગ્યો કે પોતાના કરતાં બીજો કોઇ પણ માણુસ વધારે સુખી કે ભાગ્ય-શાળી નથી.

એના રાજનગરમાં વિશ્વમાં વંદ્ય એવા મહાત્મા ચૈતન્યાનંદ એક વેળા પધાર્યાં તેમની વિદ્યા, બુદ્ધિ અને સદ્ગુણોનાં ઓજસ્ દિગંતમાં પ્રકાશી રહ્યા. તેની પ્રતિસ્પર્ધીઓ પણ તેની ન્યાય પ્રિયતાની પ્રસંશા, મુક્તકંઠે કરતા. તેની કીર્તીના ડંકા કૃષિપાલે પણ સાંભળ્યા હતા. એટલે તેણે મહાત્માને પોતાના મહેલોમાં આમંત્ર્યા.

રત્નજડિત સિંહાસનપર, સુંદર અવનવા રંગે પ્રકાશતા વસ્ત્ર અને આભૂષણોમાં શોભિતા મહારાજ કૃષિપાલે ચૈતન્યાનંદને ગૌરવથી પૂછ્યું: "હે મહાત્મા, મારા રાજ્યથી વધારે વૈભશાળી રાજ્ય તમે કોઇનુંયે નિહાળ્યું છે?"

"હા. જરૂર," તત્વજ્ઞાનીએ સચોટ જવાબ વાળ્યો, કુદરતના મહારાજ્ય સમક્ષ તમારૂં તો શું બલ્કે તમારા જેવા હજારો રાજ્યો પાણી ભરે. સૌંદર્યના બાલ સમા ગેલતાં પક્ષીઓનાં મધુર નાદ, તમારી મ્હેલાતોમાં નાચતી નકલી વારાંગનાઓનાં કૃત્રિમ માન ભંગ કરતાં વધારે પવિત્ર નથી શું? અને રસીલી વનરાજીઓના રંગ તમારા આ બનાવટી રંગો કરતાં વધારે ચક્ષુરંજન નથી? અને આ તમારા ક્ષણિક હીરા–માણેક–વીગેરે ઝવેરાતો આકાશમાં યુગયુગથી ચમકતા તારાગણો આગળ શા લેખમાં? રાજન્! કુદરતની અગમ્ય, અનન્ત કળા આગળ, માનવિની બુદ્ધિ બધી ઝાંખી પડી જાય છે."

આ સાંભળી કૃષિપાલ ઝંખવાણો થઇ ગયો. પણ તેણે શાન્તિથી પોતાના મનમાં વિચાર્યું "આ સાધુરામને મારા વૈભવનો ખ્યાલ આપવા માટે આ પૂરતું નથી એટલે એને અજાયબ કરવા બીજું જ કાંઇ બતાવવું જોઇએ," તેથી, તેણે જીતેલા પ્રદેશોની, અને તેની લોહી તરસી તલ્વારે દુશ્મનોની કરેલી કારમી કતલની વાત, પોતાના ઝવેરાતનો અખૂટ ખજાનો બતાવતાં બતાવતાં, કહી સંભળાવી અને છેવટે ફીલ્સુફને કહ્યું.

"તમે જગત ઘણું જોયું છે. તો મને કહો કે જગતનાં સર્વ મનુષ્યોમાં વધારેમાં વધારે સુખી કયો માનવિ છે?"

ચૈતન્યાનંદ—" સર્વમાં સુખી તો મારી નજરમાં એક છે "

" અને તે કોણ ! રાજાએ આતુરતાથી પૂછ્યું–

" અને તે " ચૈતન્યાનંદ ધીમે ધીમે બોલ્યા " તારા નગરથી દુર દુરનાં એક ગામડામાં રહેતો હતો એક ગરીબ માણસ.

કૃષિપાલ આ પ્રત્યુત્તર સાંભળી અચાનક અચંબામાં પડયો કારણ તેને ખાત્રી હતી કે મહાત્માજી તેનું પોતાનું જ (રાજાનું જ) નામ દેશે પણ આ વિચિત્ર ફીલ્સુફે તો એક અજાણી નમાલી વ્યક્તિને જ સર્વમાં વધારે સુખી ગણી.

" તમે એ શા ઉપરથી કહો છો ? " કૃષિપાલે પૂછ્યું.

" કારણ એ જ, કે તે માણસે આખી જીંદગીભર તાઢ તડકો વેઠી, શ્રમજીવીનું જીવન ગુજાર્યું છે, પોતાના દેશની અને દેશબાન્ધવોની નમ્ર પણ સુંદર અને સંગીન સેવા ઉઠાવી છે. "

આ સાંભળી, પોતાનો ગુસ્સો મહા મહેનતે દબાવી 'કૃષિપાલ બોલી ઉઠયો, " અને શું મારી સુખ સાહ્યબી તમારી ગણત્રીમાં જ નથી ? શું તમે વર્ણવો છો તે માણસ મારા કરતાં પણ ચઢીઆતો છે ?

આનો ચૈતન્યાનંદે જવાબ વાળ્યો:

" ઘણીકવાર એમ બને છે કે તવંગરો કરતાં, ગરીબીમાંજ સબડતો મનુષ્ય વધારે સુખી જીવન ગુજારે છે. આ લક્ષ્મીનો સર્વ વૈભવ ગમે તેટલો બળવાન પરંતુ એ ક્ષણભંગુર છે, અને કઈ પળે તેનો સર્વનાશ થઇ જાય એ ભલા ત્રિકાળજ્ઞાનીઓ પણ કહેવાને સમર્થ નથી. એટલે કોઇ માણસ સુખી છે કે દુખી છે એનો નિર્ણય તો એના મૃત્યુ પછી જ કહી શકાય "

ચૈતન્યાનંદના આ શબ્દોમાં મહારાજા કૃષિપાલને જરાય વિશ્વાસ ન બેઠો. સાધુ જતા હતા. તેવામાં એ મનમાંજ બબડી રહ્યો.

" આ મહાત્મા તો દિવાના થયા છે. જગતને માયા રૂપ ગણે છે, ખરૂં સુખ તો જીવીએ ત્યાં સુખી ખાઇ, પીને ચમન કરવામાં જ સમાયલું છે એ સત્ય, આવા લંગોટભર ભમરાઓને કયાંથી સુઝે ? "

ચૈતન્યાનંદની મુલાકાતની વાત તો રાજાના મનમાંથી ક્યારનીય ખસી ગઇ હતી.

થોડાજ વખત બાદ, રાજાનો એક પુત્ર શિકારે જતાં, દુર્ભાગ્યે ઘાયલ થયો અને ઝખમની વેદનાથી વર્ષભર પીડાઇ મૃત્યુ પામ્યો તેવામાં વળી ગુપ્તચરોએ મારતે ઘોડે આવી ખબર કહી કે તેમનો સમર્થ દુશ્મન કૃષ્ણરાજ એમના રાજ્યપર હલ્લો લાવવાની તૈયારી કરી વિગ્રહના સંદેશા પાઠવી રહ્યો છે.

તરત જ પુત્ર શોકને બાજુએ મુકી, કૃષ્ણરાજ સામે મોટું સૈન્ય લઇ કૃષિપાલને યુદ્ધના મેદાનમાં ઉતરવું પડયું. પણ દુશ્મનોના નિરંકુશ બળ આગળ તેની સેના લાચાર બની, કૃષ્ણરાજના સૈનિકોએ કૃષિપાલના લશ્કરને કાપી નાંખી, રાજનગરપર સફળ હલ્લો કર્યો.

અને દુશ્મનના સિપાઇઓ કૃષિપાલનો અણમૂલ ખજાનો લુંટવા લાગ્યા. મ્હેલના માણસોની કતલ થઇ, ઘરનાં ઘર તૂટવા લાગ્યાં અને આખાં નગરને અગ્નિની ભયંકર જ્વાલામાં સપડાવવામાં આવ્યું.

એક સૈનિકે કૃષિપાલને પકડયો અને તેને મારવા જતો હતો એવામાં, કૃષિપાલનો પુત્ર પિતાને વ્હારે ધાયો ને બોલી ઉઠયો: " એને અડશોમાં. એતો રાજનગરના મહારાજાધિરજ કૃષિપાલ છે!" આ સાંભળી સિપાઇઓએ મહારાજાને ઓળખી કહાડયા અને તેને મારી નાખવાને બદલે લોખંડની જંજીરમાં જકડી, તેમના મહારાજ કૃષ્ણરાજ સમીપ લઇ ચાલ્યા.

પરંતુ તેજ વખતે મહારાજ કૃષ્ણરાજ પોતાની અપૂર્વ જીતની ખુશાલીમાં મહેફીલ ગાનતાનમાં મશગુલ હતો. એટલે હારેલા મહા-રાજા કૃષિપાલનું સ્વાગત કરવાની તેને ફુરસદ ન્હોતી. તેણે તો મહા-રાજાને ફાંસી દેવાનો હુકમ મોકલી આપ્યો.

શહેરના મધ્યસ્થ ચોકમાંજ મહારાજા કૃષિપાલને ફાંસી દેવાની તૈયારીઓ થવા લાગી તેને માટે ખાસ માંચડો ઉભો કર્યો તેનાપર ઉભો ઉભો કૃષિપાલ જીવનની છેલ્લી નજર જગત પર ફેંકી રહ્યો હતો.

એક વખતના વૈભવશાળી, પણ હવે તો પાયમાલ થયેલા પોતાના રાજનગરનાં ખંડિયેરો ભણી તેણે જોયું. બળીને ખાખ થયેલા, મ્હેલની ભસ્મના ઢગલાપર દષ્ટિપાત કર્યો ત્યારે જ્ઞાની ચૈતન્યાનંદનાં શબ્દો યાદ કરી, અશ્રુભરી આંખે તે બોલી ઉઠયો.

" ચૈતન્યાનંદ-ચૈતન્યાનંદ—"

આજ વખતે ફાંસીની સજાનો અમલ થતો જોવા કૃષ્ણરાજ પોતે પધારતો હતો તેણે આ શબ્દો સાંભળ્યા એનો અર્થ તે ન કરી શકયો, તેણે કૃષિપાલને નીચે ઉતરાવી પૂછ્યું,

" તું હમણાં શું બોલ્યો ? "

કૃષિપાલ—" હું તો ફક્ત એક જ્ઞાની મહાત્માના નામનો ઉચ્ચાર કરી રહ્યો હતો તેણે મને એક સત્ય જણાવ્યું હતું જેનો ખરો સાક્ષાત્કાર હું આજેજ કહી રહ્યો છું. તે સત્ય આ જગતની બધી જાહોજલાલી કરતાં મહારાજ્યોની ધુરંધર શક્તિઓ કરતાં પણ વધારે કીમતી."

અને તેણે ચૈતન્યાનંદ સાથે થયેલો સઘળો સંવાદ કૃષ્ણરાજને કહી સંભળાવ્યો.

કૃષ્ણરાજને લાગ્યું કે " આજ એનો પડતો દિ તો કાલે મારો " તે પણ જગતનાં વૈભવોની ક્ષણભંગુરતા શીખ્યો, અને દયાભાવથી કૃષિપાલને છોડી તેનો જીવનભર સાથી થઇ રહ્યો. અને જ્યારે બન્ને જણા હાથમાં હાથ મીલાવી વ્હાલા દોસ્તોની જેમ ત્યાંથી પ્રયાણ કરી રહ્યા તેજ વખતે ટોળાંની બીજી બાજુએ કોઇ એક સાધુ ચાલ્યો જતો ગાતો હતો કેઃ—

" ચુન ચુન મીટી મ્હેલ બનાયા, કોઈ કહે ઘર મેરા હય.
નહિ ઘર મેરા, નહિ ઘર તેરા, ચિડીયા રેન બસેરા હય."

લોકો કહેતા કે એ સાધુ તો જ્ઞાની ચૈતન્યાનંદ હતા.

# જૂનો જમાનો

ધર્મોએ વર્ણવેલા કારમા કળિયુગની આ વાત છે. સત્યયુગના જમાનામાં પતિતોને પાવન કરતી નર્મદા ધો ધો વહી જતી હતી. કળિયુગની છાયા નીચે પણ સુરાંગનાના તેજ સમાં તેનાં જળબિન્દુ મગજને જરા ઠંડક આપી ઉલ્લાસિત કરતા હતા. જાણે જૂનાં પાપોનો ભાર ઓછો થતો હોય ને!

તેના પુણ્યશાળી તટે રેતીમાં રમતાં રમતાં કેટલાંક બાળકોને એક અનાજનો દાણો સાંપડયો. છોકરાંઓ ઘણાં ખુશ થયાં કારણ કે દેખાવમાં તો તે નજીવો દાણોજ હતો પણ તેનો અકાર તો બ્રાહ્મણોને પ્રિય એવા મોદકથીય મોટો. એટલે એ નવિન દેખાતી ચીજ સાથેજ બાળકો રમવા લાગ્યા એજ રસ્તે જતા કોઇ મુસાફરની નજર પેલા અદભૂત દાણા ઉપર પડી. અને તેમને પૈસાની લાલચ આપી એ રમકડું પડાવી લઇ, નગરના મહારાજાને પુરાતન કાળની નવાઇ તરીકે ભેટ ધર્યો.

રાજા પણુ એ અણુમૂલ દાણાને જોઇ આશ્ચર્ય ચકિત થઇ વિચારમાં પડયો અને વિદ્વાનોને બોલાવી પૂછ્યું: " આ શી ચીજ છે તે મને કહો !"

વેદીયા ઢોર જેવા વિદ્વાનોને પુસ્તકોના થોથામાંથી એનો તોડ ન જડયો એટલે તે બધા તો વિચારના વમળમાં ગોથા ખાયા કરતા હતા તેવામાં એક મરઘીએ એ દાણાને જોઇ છેડુ સમજી, તેમાં ચાંચ મારી, એટલે અંદરનો ભાગ જોઇ, વિદ્વાનોની આંખ ખૂલી કે આતો અનાજનો દાણો છે.

શું વિદ્વાનો કરતાં બુદ્ધિહીન પ્રાણીઓ પણુ વધારે ડાહ્યાં હશે?

તરત જ બધા રાજા પાસે દોડી ગયા અને જગતમાં જાણે કાંઇ નવીન અપૂર્વ શોધ કરી હોય તેમ વધાઈ આપી કે: " આ તો એક અનાજનો દાણો છે, "

મહારાજા આ પ્રત્યુત્તર સાંભળી વધારે અશ્ચર્યચકિત થયા. અને વિદ્વાનોને બીજું ફરમાન કર્યું: " આવડો મોટો દાણો કયારે અને ક્યાં પાકયો તે કહાડો."

પરંતુ પુસ્તકની પોથીઓ સિવાય વિદ્વાનોનો આસરો કયાં હતો? અને પુસ્તકોમાં એવા દાણાનું નામનિશાન પણુ ન્હોતું જોયું છતાંય રાજા આગળ પોતાનો જ્ઞાન ભંડાર તદ્દન ખાલી નથી એમ બતાવવા આંખમીચી ચોપડીઓનાં પાનાં ઉથલાવી કહ્યુ:

" અમને આનો જવાબ આ શાસ્ત્ર ગ્રન્થોમાં નથી જડતો અને અમારા ધુરંધર પુસ્તકોમાં એને વિશે કાંઇ ઉલ્લેખ નથી. કોઈ ખેડુતને પૂછીએ તે કદાચ જાણતો હશે, "

રાજા વિચારમાં પડયો કે વિદ્વાનો જે વસ્તુ વિશે જાણતા નથી શાસ્ત્રોમાં જેનો ઉલ્લેખ નથી એવો આ બેનમુન દાણો કયા જમાનામાં અને કયા ધાન્ય પ્રદેશમાં પાકયો હશે? તેની આતુરતા વધી પડી

એટલે તેમણે ફરમાન છોડયું, જાણે રાજાઓ ફરમાનના ફતવા કહાડવાનેજ સર્જાયા હોય ને !

તેમનો હુકમ થયો "કોઇ ઘરડા ખેડુતને મારી પાસે હાજર કરો" તરતજ સિપાઇએ દોડધામ શરૂ કરી અને એક ખેડુતને પકડી આણ્યો. કમરમાંથી વાંકો વળી ગયેલો, ચેતન વિહોણો સફેદ પૂણી જેવો બોખો, જેમ તેમ બે લાકડીના ટેકાથી અશક્ત ગતિએ ચાલતો ચાલતો રાજમહેલનાં વાતાવરણથી બ્હીતો બ્હીતો, મહારાજાની સમીપ તે હાજર થયો.

રાજાએ પેલો દૈવી દાણો તેને બતાવ્યો. તેની આંખની દૃષ્ટિ-શક્તિ એટલી તો નબળી હતી કે તે દાણાને સ્પર્શ કરી જોયો અને રાજાએ પૂછ્યું: "આના જેવો દાણો કયાં ઉગ્યો હશે તે તું કહી શકશે ? તેં પોતે કોઇ દિવસ એવો દાણો વેચાતો લીધો હતો ?" અથવા વાવ્યો હતો ?"

ડોસો હતો બધી ખામીથી ભરેલો—એટલો બ્હેરો કે ચાર પાંચ વખત રાજાના સિપાઇઓ જોરથી આ સવાલ પાછો કર્યો ત્યારે તો તે સવાલ સમજી શકયો.

"ના." છેવટે તેણે જવાબ આપ્યો, "આના જેવો દાણો તો કોઇ દિવસ મેં મારા ખેતરમાં વાવ્યો નથી. ને ખરીદ્યો પણ નથી. અમે તો જ્યારે દાણા લેતા ત્યારે અત્યારના જેવાજ દાણા અમને મળતા. તમે મારા વૃદ્ધ બાપને પૂછો. તે કદાચ જાણતા હશે કે આવડો દાણો કયાં થતો હતો."

તરતજ તેના બાપને શોધવા સિપાઇઓને મોકલવામાં આવ્યા. તે ફક્ત એકજ લાકડીના ટેકાથી ચાલતો ચાલતો આવ્યો. રાજાએ તેને પણ દાણો બતાવ્યો. પોતાનાં છોકરા કરતાં આ ખેડુત વધારે સારી રીતે જોઈ શકતો હતો. તે બરોબર દાણો જોઈ રહ્યો એટલે રાજાએ પૂછ્યું.

"આના જેવો દાણો તારા વખતમાં કોઇ ઠેકાણે પાકતો હતો."

"આવો દાણો તો મારા ખાવામાં કોઇ દિવસ આવ્યો જ નથી. તેમ મારા ખેતરમાં એવો દાણો મેં કોઇ'દિ વાવ્યો પણ નથી."

"ત્યારે એવડો દાણો કોઇ દિ તમે વેચાતો લીધો હતો."

"ના—ના બાપુ. વેચાતો ક્યાંથી લઇએ. અમારા વખતમાં "નાણાં"ના "ચલણ"જ ક્યાં હતાં જે. દરેક માણસ પોતાનું જ અનાજ પકાવતા અને જો કોઇને વધારેનો ખપ પડે તો બીજા કોઈ પાસે લઇ લેતા."

"ત્યારે આ દાણો ક્યાં પાક્યો હશે, તે તને ખબર છે?" રાજાએ પૂછ્યું.

"ના, મને ખબર નથી. અમારા વખતમાં અત્યાર કરતાં મોટા દાણા પાકતા અને વધારે રસાલ પણ ખરા. પણ આના જેવડા મોટા તો નહિ જ. આના જેવો તો કોઇ દિ આપણે ભાળ્યો નથી, મારા બાપા છે, તેને કદાચ ખબર હશે. તે ઘણીવાર વાત કરતા કે એના વખતમાં અમારા કરતાં મોટા દાણા પાકતા, અને વધારે લોટ આપતા. તમે એને પૂછો, એ તમને કહી શકશે."

રાજાના સિપાઇઓ પાછા દોડયા. અને આ વૃદ્ધ ખેડુતના બાપને શોધી લાવ્યા. વગર ટેકાએ સહેલાઈથી, જુવાનની જેમ ચાલતો તે રાજાની તહેનાતમાં ખડો થયો, જાણે પોતાના ઘરમાંજ ફરતો હોય તેવા રૂઆબથી, જરાયે બ્હીધા વિના. તેની આંખનું તેજ આખી સભાને ચકિત કરી રહ્યું. તેણે રાજાનો પ્રશ્ન પહેલીજ વખતે સ્પષ્ટ રીતે સાંભળ્યો અને દાણા તરફ નજર કરી. યુગયુગથી ખોવાયલી વસ્તુ પ્રાપ્ત થતાં જે આનંદ થાય, તેવા ઉલ્લાસથી તે ચોકખા અવાજે બોલ્યો.

"ઘણે વર્ષે મેં આના જેવો દાણો જોયો" અને પોતાના મજબૂત દાંત વડે તેમાંનો એક ભાગ કાપી, ચાખવા લાગ્યો.

"આ બરાબર તેના જેવોજ છે" તેણે ઉમેર્યું.

રાજા—"દાદા, આવો દાણો ક્યા જમાનામાં અને ક્યા દેશમાં પાકતો હતો?"

"મારા વખતમાં તો બધે આવાજ દાણા પાકતા," એનાથી તો મારા જેવાં કેટલાંકના શરીર પોષાયાં હશે.

રાજાઃ—"તમે આવા દાણા કોઇ ઠેકાણે વેચાતા લેતા કે આવા દાણા બધે પાકતા.

દાદા હસ્યા. "મારા વખતમાં તો કોઈ પણ માણસ દાણા જેવી પવિત્ર વસ્તુનું વેચાણ કરવાના પાપનો ખ્યાલ પણ કરતો નહિ. પૈસા શું છે એની અમને તો ખબર પણ ન્હોતી. દરેકના ખેતરમાં, પોતપોતાનાં ઘર જેટલો દાણો દરવર્ષે પડીજ રહેતો.

"ત્યારે દાદા," રાજાએ પ્રશ્ન મૂક્યો." તમારૂં ખેતર ક્યાં હતું અને આના જેવા દાણા તમે ક્યાં વાવતા?"

દાદા જોરથી હસી પડયા તેમને આ સવાલ કળિયુગના સ્વાર્થની મૂર્ખાઇ સમો લાગ્યો, તે બોલ્યા. "ઇશ્વરની જમીન તેજ અમારૂં ખેતર—જ્યાં અમે ખેડીયે તે અમારી જ જમીન ગણાતી. અમારા વખતમાં કોઇ પણ એમ કહી શકતું નહિ કે 'આ અમારી જમીન છે.' ફક્ત "આટલું કામ મારૂં" એ જ કહેવાનો અમને અધિકાર હતો."

"ત્યારે હવે મને ફક્ત બે જ સવાલનો જવાબ આપો." રાજાએ કહ્યું, "પહેલો તો એ કે તે જમાનામાં જમીન આવો સુંદર, મોટો દાણો કેમ આપતી, અને હવે કેમ નહિ?—અને બીજો સવાલ એ કે તમારો પૌત્ર બે લાકડીના ટેકાએ ચાલે છે. તમારો છોકરો એકના ટેકાએ અને તમે પોતે ટેકા વગર સીધા ચાલી શકો

છો એનું શું કારણ ? તમારા ત્રણેમાં તમારાં દેહની સર્વ ઇન્દ્રિયો વધારે શક્તિમાન છે. આ બધાનું શું ?"

ગંભીર બની, જૂના જમાનાને યાદ કરી, સજળ નયને વૃદ્ધ બોલવા લાગ્યો.

" એ બધા અધઃપતનનું કારણ એ જ કે માણસો પોતાના શ્રમ ઉપર જ વિશ્વાસ રાખતા બંધ થયા. અને પારકા ઉદ્યમે જીવતા શીખ્યા. અસલના જમાનામાં અમે ઇશ્વરના કુદરતી કાયદાને અનુસરી જીવન ગાળતા—પોતાના પરસેવાએ જે મળે તેમાં રાજી રહેતા અને સદા નિરાશ કરતી પારકી આશા કદાપિ રાખતા નહિ."

ખરે ! કવિ સાચું કવિ ગયો। ते हि नो दिवसा गताः ।

# ત્રણ પ્રશ્ન

તે નગરનો રાજા ઘણો વિચારશીલ અને વિદ્વાન ગણાતો અને અતિ-વિદ્યાને પણ વેદના ક્યાં ઓછી હોય છે? ક્ષણે ક્ષણે અનેક તર્કો ઉભા થાય અને તેના નિવારણ વિના સુખે નિદ્રા પણ ન આવે. વિચારની માથાકૂટ અને શાન્તિનો સંપૂર્ણ નાશ, એનું નામ જ વિદ્વત્તા ને?

એક વખત તે રાજાના મનમાં એવો તર્ક થયો કે જો ત્રણ પ્રશ્નનું યોગ્ય નિરાકરણ થાય તો એને સર્વ કાર્યમાં ફત્તેહ મળે. એક તો એ કે કામ કરવાનો ખરો વખત કયો? બીજું—કોની વાત સાંભળવી, કોને દૂર રાખવા? ખરો ખપનો માણસ કોણ? અને ત્રીજું એ કે કયી વખતે કઈ ચીજ કરેવી ઉત્તમ, અર્થાત સર્વોપયોગી વસ્તુ કઈ?

રાજાઓને વળી તર્ક થાય ત્યારે શું કરે? ડાહ્યા ડમરા

વિદ્વાનોની સભા ભરે. ઇનામની કંઇક લાલચ આપે. બહુ થાય તો રાજ્યમાં ઢંઢેરો પીટાવે.

વિદ્વાનો આવવા માંડયા. અને જૂદા જૂદા વિચિત્ર જવાબો આપવા લાગ્યા.

કોઇ કહે કામ કરવાનો ખરો વખત કયો એ જાણવા આપણે આગળથી જ બાર–મહીના–વર્ષ બધાનું ખાનાવાળું એક પંચાગ તૈયાર કરવું અને તેનો અક્ષરે અક્ષર અનુસરી આપણું વર્તન રાખવું. આમ કરીયે તો જ યોગ્ય વખતે યોગ્ય કામ થઇ શકે, બીજો કહે આગળથી કોઈ કામનો ખરો વખત નિશ્ચિત કરવો અશકય છે. પણ નકામી મોજમઝાહમાં વખત ન ગુમાવતાં દરેક માણસે દરેક પળનું બારીક નિરીક્ષણ કરવું જોઇએ અને જ્યારે ખરો સમય આવે ત્યારે તદનુસાર વર્તન રાખવું જાઇએ. ત્રીજો કહે મહારાજા સાહેબ, થતા બનાવોનું ગમે તેટલું સૂક્ષ્મ અવલોકન કરે છતાં પણ એક માણસ કઇ વખતે શું કરવું એ નક્કી કરી શકેજ નહિ માટે મહારાજા સાહેબે વિદ્વાનોનું એક મંડળ સાથે રાખવું તેથી હંમેશ તેમને કામે આદરવાનો ખરો વખત જણાવ્યા કરે.

થોડા ડાહ્યાઓએ એવો અભિપ્રાય આપ્યો કે કેટલીક બાબતો એવી હોય છે કે આખા મંડળનો મત લેવા જાય ત્યાં સુધી થોભે નહિ. તેનો તો તુરતાતુરત નીકાલ કરવો પડે કે આ ક્ષણે આ કામ શરૂ કરવું કે નહિ. પરંતુ એ નક્કી કરવા માટે આપણે આગળથી જ જાણવું પડે કે હવે શું થવાનું છે. એ ભવિષ્યજ્ઞાન ફક્ત જાદુગરોને જ હોય છે, માટે મહારાજાએ કોઇ જાદુગરની સલાહ લેવી.

સલાહ આપનારો પણ જાદુનો બડો શોખીન હોવો જોઇએ.

બીજા સવાલના જવાબો પણ આવાજ તરેહ તરેહના હતા. કોઇ કહે રાજાને વધારે જરૂર પ્રધાનોની છે; કોઇ કહે ધર્મગુરૂઓની

કોઇ કહે વૈદ્યો ને હકીમોની–કોઇ શૂરા સૈનિકો તો જવાબ આપ્યો કે રાજાને લડવૈયાઓનીજ ખાસ જરૂર હોય.

હવે રહ્યો ત્રીજો પ્રશ્ન—કે વધારે ઉપયોગનું શું? વિગ્રહવિદ્યા, વિજ્ઞાન, તત્વજ્ઞાન, ઇશ્વરની પૂજા—આમાંથી શું જગતને વધારે ઉપયોગનું છે. તુંડે તુંડે મતિર્ભિન્ના એટલે એના પણ જૂદાજ જવાબ મળ્યા.

એ બધા વિવિધ પ્રકારના જવાબનો સરવાળો મહારાજાએ કર્યો તો નીકળ્યું શૂન્ય, એટલે પારિતોષિકની આશાવાળા વિદ્વાનો બિચારા નાસીપાસ થઈ ગયા. અને રાજા પણ પોતાના પ્રશ્નોના નીરાકરણ માટે આતુર હોવાથી, તેણે એક ચોતરફ પ્રખ્યાત થયેલા રૂષિની સલાહ લેવાનું વાજબી ધાર્યું.

અને આ જગતના રૂષિઓ પણ કેવા? જેમ વધારે પ્રખ્યાત તેમ તેમના મગજનો ફાંકો પણ ઔર. આ રૂષિ પણ ઘણા જાણીતા એટલે જંગલમાં જ રહે. બ્હાર કોઈ દિવસ જાય જ નહિ. અને ગરીબ લોકો સિવાય બીજા કોઇને મળે પણ નહિ. એટલે રાજા પણ સાદો પોષાક પહેરી, આશ્રમથી દૂર જ ઘોડા પરથી ઉતરી, પોતાના અંગરક્ષકોને ત્યાં જ રાહ જોવડાવતા રાખી, પગપાળા આશ્રમ ભણી ગયા.

પોતાની ઝુંપડી બ્હાર, રૂષિ જમીનમાં ખાડા ખોદતા હતા—રાજાને જોઈ, તેને સ્હેજ નીચી ડોક કરી, તેનું સ્વાગત કર્યું અને પાછા પોતાને કામે વળગ્યા. રૂષિ એટલા વૃદ્ધ અને શક્તિ વિહોણા હતા કે દરેક વખત જ્યારે કોદાળી વતી જમીનમાંથી થોડી માટી ખોદે કે તરત થાકથી શ્વાસ લેવા મંડી જતા.

રાજા તેની પાસે ગયો, અને બોલ્યોઃ "હે મહાત્મા તમારી ખ્યાતિ સાંભળી આપની પાસે ત્રણ પ્રશ્નોનું નિરાકરણ કરાવવા હું અત્રે આવ્યો છું, યોગ્ય વખતે ખરૂં કામ કરતા હું કેમ શીખી

શકું? ક્યા માણુસો મારે વધારે ખપના છે? અને કયી બાબત ઘણી અગત્યની છે—જેના તરફ હું મારૂં ધ્યાન વધારે રોકી શકું?"

ૠષિએ રાજાનાં આ વચન સાંભળ્યા–પણુ કાંઇપણુ જવાબ આપ્યા વિના હાથ વડે કપાળ પરથી પરસેવો લૂછી, પાછા ખોદવા લાગ્યા–

"તમે થાકેલા લાગો છો" થોડી વારે રાજા બોલ્યો, "લાવો હું થોડું ખોદી આપું. તમે આરામ કરો"

"ઠીક, તમારો ઉપકાર થયો, ભાઇ," ૠષિ બોલ્યા. અને જમીન પર જ આરામ લેવા બેસી ગયા.

રાજાએ થોડુંક ખોદયા પછી પાછા પોતાના સવાલ ૠષિ આગળ મૂકયા. પણુ તેણે તો મૌન જ સાધ્યું. અને કોદાળી લેવા હાથ લાંબો કરી બોલ્યા.

"હવે તમે આરામ લો હું ખોદીશ" પણુ રાજાએ એને કોદાળી નહિ આપી અને પોતે જ ખોદવા લાગ્યો. એક પછી એક એમ પળ વીતતી ગઈ અને ધીમે ધીમે સૂરજ પણુ વૃક્ષની છાયાને પેલે પાર ક્ષિતિજમાં ડૂબવા લાગ્યો. છેવટે કંટાળી રાજાએ કોદાળી જમીન પર ફેંકી દીધી. અને કહ્યું, "હું તો તમારી પાસે મારા ત્રણુ પ્રશ્નોનાં જવાબ લેવા આવેલો છું. જો તમે ન આપી શકો એમ હોય તો મને કહી દો કે હું મારે ઘેર આવ્યો તેવો જ ચાલ્યો જાઉં!"

પણુ તેવામાં કોઈનો દોડવાનો અવાજ સંભળાયો.

"આ કોઇ દોડતું અહીં આવે છે" ૠષિ બોલ્યા, "ચાલો આપણે જોઇએ કે એ કોણુ છે."

રાજાએ પાછળ ફરી જોયું તો એક દાઢીવાળો માણુસ દોડતો દોડતો આશ્રમભણી આવતો હતો. પોતાના હાથ તેણે છાતી સરસા ડાબ્યા હતા અને તેમાંથી પુષ્કળ લોહીની ધારા વહી જતી હતી.

જેવો તે પાસે આવ્યો કે ચક્કર આવવાથી, રાજાના પગ આગળ જ તે જમીન પર નીચે પડી ગયો. તેની વ્યાકુળ સ્થિતિમાં હૃદય વેદનાની સ્પષ્ટ સંજ્ઞાઓ હતી. તરત જ રાજા અને રૂષિ બન્ને તેના કપડાં કહાડવા મંડી ગયા. અને છાતી પરનો મ્હોટો ઉંડો જખમ તેમણે જોયો. બને તેટલી સફાઇથી રાજાએ જખમ ધોઇ નાંખ્યો અને તેમાં વનૌષધિ પૂરી પોતાના રૂમાલ વડે પાટો બાંધ્યો. પણ કેમ કરી લોહી તો વ્હેતું બંધ થાય જ નહિ. એટલે રાજા ઉન્હા લોહીથી તરબોળ પાટો પાછો કહાડી નાંખે, તેને ધૂએ અને પાછો બાંધે. આમ કેટલીક વાર કર્યું ત્યારે જ લોહી બંધ થયું અને તે અજાણ્યો દર્દી શુદ્ધિમાં આવવા લાગ્યો. તરત રાજાએ તેને પીવા માટે જંગલના ઝરાનું નિર્મળ પાણી આણી આપ્યું. તે પી, દર્દી જરાક શાન્ત થયો.

આ દરમીયાન, સૂરજ પણ પૂર્ણ અસ્ત થઇ ગયો હતો અંધારૂ થવા આવ્યું હતું. ગ્રીષ્મનાં અસહ્ય તાપ પછીની ઠંડક દેહને ઘણી પ્રિય લાગતી હતી.

રાજાએ રૂષિની મદદથી તે ઘાયલ દર્દીને આશ્રમમાં લઇ જઇ, પથારીમાં સૂવાડયો. ત્યાં તે આંખ મીંચી શાન્ત પડી રહ્યો. અને રાજા પણ આમ દિવસના કામથી અને બીમારની સેવાથી થાકયો હતો. તેણે પણ જમીન પર જ લંબાવ્યું, અને એવો તો ગાઢ નિદ્રામાં પડયો કે ઉન્હાળાની ટુંકી રાત ચાલી ગઈ તેનોય તેને ખ્યાલ ન રહ્યો.

સવારના મોડો ઉઠયો, ત્યારે કેટલીક વારે તેને ખ્યાલ આવ્યો કે પોતે કયા સ્થાનમાં અને કેવા સંજોગોમાં સૂતો હતો, ત્યારે પેલો બીમાર માણસ પથારીમાં પડયો પડયો જ એને સામે આભાર ભરી દૃષ્ટિએ જોઇ રહ્યો હતો.

"મને માફ કરજો" તેણે રાજાને ઉઠેલો જોયો ત્યારે, ધીમા અશક્ત અવાજે તે બોલ્યો.

રાજા આ અરજ સાંભળી વિચારમાં પડી, પૂછવા લાગ્યો, "હું તો તમને ઓળખતો પણ નથી અને તમે મારો એવો તે શો ગુન્હો કર્યો કે આજે તમે મારી માફી માગી રહ્યા છો?"

"તમે મને ભલે નહિ ઓળખતા હો!" પેલા દર્દીએ ઓળખાણ કહાડવા માંડી, "પણ હું તો આપને સારી રીતે પીછાણું છું. તમારૂં ખૂન કરી, પોતાનું વૈર લેવાની અધમ પ્રતિજ્ઞા કરનાર હું તમારો કટ્ટો દુશ્મન છું. કારણ કે તમે મારા ભાઇનું ખૂન કરી, તેની બધી મિલ્કત જપ્ત કરી હતી—ગઈ કાલે જ મને ખબર થઇ કે આ રૂષિને મળવા તમે એકલા આવવાના હતા. એટલે તમે પાછા ફરો ત્યારે તમને મારી નાંખવાનો મેં નિશ્ચય કયો હતો. પણ તમારી રાહ જોતાં તો આખો દિવસ ચાલ્યો ગયો. તમે પાછા ન જ ફર્યા. એટલે જે ઝાડીમાં હું છુપાયલો હતો, ત્યાંથી તમને શોધવા હું બ્હાર આવ્યો. પણ અકસ્માત્ રસ્તે તમારા અંગરક્ષકો મળ્યા અને તેમણે મને તરત ઓળખી કહાડયો અને ઘાયલ કર્યો, ત્યાંથી તો હું છટકયો પણ જો કાલે તમે મારી સુંદર સેવા ચાકરી ન કરી હોત તો તો હું રામશરણ જ થઇ જાત. મારો વિચાર તમને મારી નાંખવાનો હતો. પણ તમે તો ઉલટું મને જીવનદાન આપ્યું–"

તેની આંખમાં લાગણી ભર્યાં આંસુ ઉભરાયા તેણે આગળ ચલાવ્યું "પણ હવે મને જીવવાની આશા છે, એટલે તમે જો રજા આપો તો આખા જીવનભર તમારો ગુલામ થઇ, તમારી સેવા કરી ઉપકારનો બદલો વાળીશ. હે ઉદારાત્મા મને માફ કરશો."

હવે રાજાએ દર્દીને બરાબર પીછાણ્યો. પોતાના કટ્ટા દુશ્મન સાથેની શત્રુતા આમ સ્હેલાઈથી દૂર થશે અને બન્ને પાછા દીલોજાન દોસ્ત થશે એવી એને સ્વપ્ને પણ કલ્પના ન્હોતી. એથી રાજા

અત્યંત આનંદિત થયો અને પોતાના શત્રુને માફી આપી, વચન આપ્યું. "મારા હકીમો ને સેવકોને તમારી ચાકરી માટે મોકલીશ. અને તમારી મીલ્કત બધી પાછી સોંપી દઈશ."

રૂષિ તો પ્રાતઃકાળના ઉઠી, સ્નાન સંધ્યા માટે જંગલના ઝરણાંઓ તરફ ગયા હતા. રાજાએ હવે બીમારની રજા લઇ, તે આશ્રમની બ્હાર પેલા સંતને શોધવા નીકળ્યો. જતાં પ્હેલાં, પોતાના પ્રશ્નોના જવાબ આપવા રૂષિને વિનંતિ કરવાની તેની ઇચ્છા હતી. તે બ્હાર નીકળ્યો ત્યારે રૂષિ તો ગઇ કાલે જ ખોદેલા ખાડામાં ફુલના રોપા રોપતા હતા.

રાજા તેમની પાસે જઇ, બે હાથ જોડી, નમ્ર વિનંતિ કરતો બોલ્યો.

"હું હવે જતાં જતાં છેલ્લી વખત પ્રાર્થના કરૂં છું કે મારા પ્રશ્નોનું નીરાકરણ કરો."

"તને તારા સવાલના જવાબ તો મળી ચૂકયા છે" રૂષિ બોલ્યા,

"કેવી રીતે મળ્યા? તમે શું કહો છો તે હું સમજી શકતો નથી."

"તું જોતો નથી," રૂષિ બોલ્યાઃ "જો તેં મારી ઉપર દયા આણી, ખાડો ખોદવામાં મને મદદ ન કરી હોત અને પાછો તારે રસ્તે ગયો હોત, તો આ તારો દુશ્મન તારા પર ઘા કરત, અને મારી સાથે ન રહેવા બદલ તું જીંદગીભર પસ્તાવો કરત. એટલે ખરો યોગ્ય સમય તો જ્યારે તું મારે બદલે જમીન ખોદતો હતો તે હતો. અને તારા ખપનો માણુસ હું પોતે હતો. અને મારૂં ભલું કરવું એ જ તારૂં કર્તવ્ય હતું. ખરી ઉપયોગની બાબત હતી.

પાછળથી જ્યારે પેલો માણુસ દોડતો દોડતો આવ્યો, ત્યારે તો જે વખતે તું એની સેવા કરતો હતો તે જ ખરો યોગ્ય વખત

હતો. કારણ જો એના ઝખ્મની સારવાર બરાબર ન થઇ હોત, તો એ તારી સાથે સલાહ કર્યા વિના જ તારા દુશ્મન તરીકે મરણ પામતો એટલે તે વખતે એ જ ખરો ખપનો માણસ હતો, અને તેં જે કર્યું તે જ કર્તવ્ય હતું.

"આનો ભેદ મને બરાબર સમજાવો મહાત્મન્" રાજાને સ્પષ્ટ સમજ ન પડવાથી પૂછ્યું:

"એટલું જ યાદ રાખવું બસ છે કે એક જ સમય અગત્યનો છે. અને તે વર્તમાન—જ્યારે આપણામાં સેવા કરવાની શક્તિ હોય છે. જે માણસ આપણી પાસે હોય તે જ ખરો ખપનો માણસ છે. કારણ કે ભવિષ્યમાં બીજા કોઇ સાથે આપણે સંબંધ બંધાય કે નહિ તેની કોઈને પણ ખબર નથી હોતી. અને ખાસ ધ્યાન રાખવા જેવી, ઉપયોગની બાબત તો એ છે કે જે આપણી પાસે હોય તેનું ભલું કરવું. કારણ પ્રાણી માત્ર પર પ્રેમ રાખી તેનું ભલું કરવા માટે જ ઇશ્વરે આપણને આ માનવ દેહ આપેલો છે.

# જીવન

દૂર દૂરના પ્રદેશમાં આ લોકકથા પ્રચલિત છે: બાળકો જ્યારે 'દાદી એક વાર્તા કહો'ની વિનંતિ કરે છે, ત્યારે ઘણીએ વેળા શ્રદ્ધાળુ દાદીમા કુમળા બાળકોને એ વાર્તા કહી સંભળાવે છે. કીર્તનકારો પણ ભક્તોની ભજનમંડળીમાં રામનામની ધૂન લગાવતાં સુંદર આલાપે આ કથા ગાય છે.

*

જગતનાં સર્જનકાળની એ વાત છે: ત્યારે ઈશ્વરે સમાજનું બંધારણ એવું રચ્યું હતું કે માણસોને જરાયે ઉદ્યમ કરવાની જરૂર ન પડે. રહેવાને ઘર ન જોઈએ, પહેરવાને વસ્ત્ર ન જોઈએ, ખાવાને ખોરાક ન જોઈએ. એવું સાદું, પૃથ્વીના પ્રારંભકાળનું જીવન હતું.

અને ત્યારે સો સો વર્ષ સુધી મનુષ્યનાં આયુષ્યની દોરી લંબાતી અને માંદગીના કારમી વેદના ભર્યાં અનુભવ પણ મનુજબાળોને ન્હોતા સાંપડતા.

એવું જીવન તો કેટલાય યુગ સુધી વહી ગયું.

અને જ્યારે લોકોનું જીવન કેમ જાય છે એ જોવા, આકાશના ભીતરમાંથી ઇશ્વરે દૃષ્ટિ ફેંકી. ત્યારે જોયું કે સુખ અને શાન્તિ ભર્યું જીવન ગાળવાને બદલે, તેઓ તો કલહ અને કંકાસમાંજ પોતાનું જીવન પુરૂં કરતા. દરેક પોતાનીજ કાળજી રાખે, અને નવરો પડે કે બીજા સાથે લડે. તેઓએ આવું પાપમય વર્તન રાખી, જીવનના દાનને ઇશ્વરના આશીર્વાદને બદલે દાનવના શાપ સમુ કઠોર બનાવ્યું.

ત્યારે ઇશ્વરે વિચાર્યું: "આ સર્વ અધઃપતનનું કારણ એજ કે બધા એકલપેટું જીવન જીવે છે. અને કાંઇ પણ કામ ન હોવાથી નવરા બેઠા નખ્ખોદ વાળ્યા કરે છે." માટે એ જીવનમાં પરિવર્તન કરવા ઇશ્વરે એવી રચના કરી કે ઉદ્યમ વિના જીવન અશક્ય બને. તેમણે પવન, જીવનને હરી લે એવા ઠંડા પવન પૃથ્વીપર મોકલ્યા અને માનવ દેહમાં ભૂખની ભાવના મોકલી. એટલે ઠંડી અને ભૂખની વેદનાથી બચવા, ઘર બાંધવા પડે, જમીન ખેડવી પડે, ખેતી કરવી પડે અને આખું વર્ષ મહેનત મજૂરીમાંજ રહેવું પડે.

"ઉદ્યમના મહામંત્રથી તેઓમાં ઐક્ય થશે." ઇશ્વરે વિચાર્યું, "બધાંને એક બીજાની જરૂર પડશેજ. દરેક માણસ કંઈ પોતાનાં હથિયાર ન બનાવી શકે, લાકડા ન કાપે, કપડાં ન સીવે, ઘર ન બાંધે. પણ એક બીજા સાથે હળીમળી, મદદ કરી, સુખી જીવન જીવશે. એથી તેઓ શીખશે કે જેમ વધારે ખંત અને સંપથી ઉદ્યમ કરીએ તેમ વધારે સંપત્તિ પ્રાપ્ત થાય. આથી તેઓમાં ઐક્ય વધશે અને કલહનો નાશ થશે."

એમ વખત વીતતો ગયો. જગતના જીવનમાં ઉદ્યમનું મહા તત્વ અગ્ર સ્થાન ભોગવી રહ્યું. વળી પાછા જગતનું જીવન કેમ વહે છે એ જોવા ઇશ્વર પધાર્યા.

ત્યારે તેમણે જોયું કે પહેલા કરતાં પણ ખરાબ સ્થિતિમાં જગત

સબડી રહ્યું છે. સાથેજ કામ કર્યા વિના છૂટકો ન્હોતો એટલે બધા સહકારથી તો કામ કરતા, પણ ખરો સહકાર સાધતાં એ લોકો શીખ્યા ન્હોતા. માણુસોનાં નાના નાના મંડળો પડી ગયા. એક મંડળી બીજા પાસે કામ ખૂંચવી લેવાનો પ્રયાસ કરે. બીજાના કામમાં વિઘ્ન ઉભાં કરે-આમ નજીવા આંતર કલહમાં તેમનો સમય અને શક્તિ બરબાદ થતાં. કલહ અને વેર વધતાંજ જતાં.

ત્યારેય જીવન શાપ સમાન હતું.

આમ હતાશ થઇ ઇશ્વરે બીજી ગોઠવણ કરી. હવે ઇશ્વરે મૃત્યુની જાળ પૃથ્વીના માણુસોપર ફેલાવી. કોઇનેય મરણુની આગળથી ખબર જ ન પડે. ગમે તે વખતે અણુધાર્યો સ્વધામ પહોંચી જાય.

ઈશ્વરની ધારણા હતી કે: " સાગરનાં તરંગ સમું જીવન ચંચળ હોઇ, ગમે તે વખતે તે પંચમહાભૂતમાં ભળી જશે એ ડરથી માણુસો ક્ષણુભંગુર વૈભવની લાલસા છોડી, જીવનનાં ટુંકા સમયને કલહ–અને વેરથી કલુષિત થવા નહીં દે. "

પણ ધરણીધરનું ધાર્યું અવળુંજ થયું. જગત તો વધારે સ્વાર્થી નિર્માલ્ય અને પાપી થતું ગયું હતું.

ટુંકી જીંદગીનો આનંદ પણ ટુંકો છે. અને મૃત્યુ પછી કો અજ્ઞાત અંધકાર ભર્યા પ્રદેશમાં વિલીન થઇ જવાનું છે એ જ્ઞાને માણુસોની સ્વાર્થ બુદ્ધિને વધારે સતેજ કરી. બળવાનો નિર્બળોને તાબે કરી, જૂલ્મથી તેમને છૂંદવા લાગ્યા. અને તવંગરો, ગરીબો પાસેથી કામ કરાવી, પોતે આળસુ અને નિરૂદ્યોગી થઈ પડયા. દલિત પ્રજાને શક્તિ ઉપરાંત કામનો ધસરડો ધસવો પડતો એટલે તેમનું જીવન વિશ્રાન્તિ વિનાનું, અશાન્ત, કંટાળાભર્યું થઇ પડયું. ગરીબ અને તવંગરના ભેદ વધારે તીવ્ર બન્યા અને સમાજનાં બન્ને વર્ગો વચ્ચે વૈમનસ્ય ઉભું થયું. એક બીજામાંથી વિશ્વાસ ને પ્રેમ ચાલ્યા ગયા. તેને બદલે ક્રોધ અને ભય વધવા લાગ્યાં.

ત્યારે માનવજીવન વધારે દુઃખ ભર્યું હતું. અને જગત અધો-ગતિના માર્ગે પ્રયાણ કરી રહ્યું હતું.

આ સર્વ જોઇ ઇશ્વર મહાન ચિંતામાં પડયા કે મારી કળાનાં સુંદરમાં સુંદર અને સર્વોતમ સર્જનના આ કેવા બૂરા હાલ ? એક અધન્ય પળે તો એમને એવોય વિચાર આવ્યો કે "શંકરે જેમ ક્રોધાયમાન થઇ, ત્રીજા નેત્રનાં અગ્નિ વડે કામદેવને ભસ્માવશેષ કરી નાંખ્યો હતો, તેમ હું પણ મારી અદભૂત શક્તિથી આખા જગતનો નાશ કરી, તેની ભભૂતિ અંગે લગાવી, માયાથી પર એવા કોઈ અગમ્ય પ્રદેશમાં અંતર્ધ્યાન થાઉં."

પરંતુ બીજી પળે ઇશ્વરને જગતપરનો પ્રેમ સંબોધી રહ્યોઃ—"હે દેવ, એમ ક્રોધાયમાન ન થાવ. તમારીજ માયાનું ફળ તે જગત. એ તો તમારા બાળક સમું ગણાય. માટે તમે હજીય છેલ્લો પાસો ફેંકો. ક્રોધ તમને નજ શોભે."

એટલે પ્રેમસ્વરૂપ પરામાત્માએ છેલ્લો દાવ ફેંકયો અને જગત પર વિધ વિધ પ્રકારના રોગનાં બી વાવ્યાં. તેમને એવી આશા હતી કે જ્યારે વ્યાધિઓનાં દર્દથી માણસો પીડાતા થશે, ત્યારે નીરોગીઓ, રોગીઓનાં દેહ અને આત્માની સારવાર કરવી એ પોતાનો ધર્મ માનશે—તેમાંજ પોતાના આત્માનું કલ્યાણ જોશે. દયાની ભાવના તેમના ઝેરીલા જીવનમાં પરિવર્તન કરશે, કારણ કે રોગની બ્હીક નીરોગીઓને પણ હોય.

આમ છેલ્લો પાસો નાંખી, કંટાળેલા ઇશ્વર દૂર થયા. અને વર્ષો પછી જ્યારે જગતના જીવનપર દૃષ્ટિપાત કર્યો ત્યારે જગતને તેણે સર્વનાશનાં પાવકમાં પ્રવેશ કરવાની તૈયારીમાંજ જોયું. જગતનો અધઃપાત શતમુખ થયેલ એમણે જોયો. જે રોગોનો ઇશ્વરી હેતુ, બધા માણસો દયા અને પ્રેમની ભાવનાથી એકત્રિત કરવાનો હતો,

તેણેજ તેમને વિખૂટાં પાડયાં. બીજા પાસે કામ કરાવવાની જેની શક્તિ હતી, તે જ્યારે માંદા પડતા ત્યારે નિર્બળોને પોતાની સેવા કરવાની ફરજ પાડતા, પરંતુ નિર્બળો બીમાર થયા હોય ત્યારે તેમની સેવા કરનાર કોઇ તૈયાર ન્હોતું. દલિત નિર્બળો, પારકાની ફરજીયાત સેવા કરી એટલા તો અશક્ત અને જીર્ણ થઇ ગયા હતા કે તેમની પોતાની દેખરેખ રાખવાનું તેમને માટે તરત અસંભવિત થઇ પડયું. ગરીબોની માંદગીનાં દર્શનથી અને વેદનાની ચીસોથી ધનવાનોની મ્હેફીલોનાં આનંદમાં ખલેલ ન પડે, માટે ગરીબોનાં ઘર છેક ગામથી દૂર બંધાતા. ત્યાંજ યોગ્ય સારવાર વિના, વ્યાધિનાં રોગથી પીડાતા પીડાતા, યતીમો મરણ શય્યામાં અંતીમ નિદ્રા–સમાધિ લેતા તેમના પડછાયા પણ ધનવાનો સુખ:પ્રતિભાને તલમાત્ર સ્પર્શ નજ કરી શકે. ધનિકોની સહાનુભૂતિ તેમનાં દુઃખ કદાચ થોડાં ઓછાં કરી શકતે. પણ . . . . અને ધનવાનોનીય કેવી સેવા થતી ? ફરજીયાત કામ કરનાર ભાડુતી સેવકોમાં દયા ભાવ તો હોયજ નહિ. કદાચ તિરસ્કાર પણ હોય. ઘણાં તો વળી દરેક રોગને ચેપી સમજી બ્હીકનાં માર્યા, રોગીની પાસેથી દૂર ન્હાસતાં એટલુંજ નહિ પણ તેમની માવજત કરનારનો પણ સામાજીક બહિષ્કાર કરતા.

આવો પાપભર્યો ચિતાર જોઇ ઇશ્વરને કારી ઘા લાગ્યો. જીવનનાં જુગારની બધી બાજી તે હારી ગયા. એટલે કંટાળીને જગતને શાપ આપ્યો.

" જો ઉદ્યમ–મૃત્યુ–માંદગી એ બધાંથી પણ જગતને ભાન ન થયું કે ખરૂં જીવન કેમ જીવવું તો પછી હજારો જાતનાં દુઃખ અને ઉપાધિનાં વર્ષાદ હું જગતપર વર્ષાવીશ. અને છતાંય ન શીખે તો..."

આમ જગતપર જેને વૈરાગ્ય નિપજ્યો છે એવા ઇશ્વરે મનુષ્યોને પોતાનુંજ ફોડવા એકલા મૂકયા.

અને આ જીવનનાં દુઃખ અને વેદનાનો કડવો અનુભવ કરતાં કરતાંયે જગત શું શીખ્યું ? આપણે હજીયે ક્યાં જાણ્યું કે આ જીવન એકને માટે આરામ તો બીજાને માટે ગુલામીની જંજીર સમું ન હોવું જોઇએ ! મૃત્યુના અનંત પડછાયા જોતાં જીવનની પ્રત્યેક પળ આપણે પ્રેમ અને સહકારમાંજ ગાળવી જોઇએ એ આપણે ક્યાં શીખ્યા છીએ ? જીવનની કારમી વેદનાઓ આપણને સેવા અને પ્રેમના મંત્ર ક્યાં સુણાવે છે ?

શું કોઇ દિ, ક્રોધાગ્નિમાં પાપી જગતને બાળી, ભસ્મ કરી, તેની ભયંકર ભભૂતિ અંગે લગાવી, વૈરાગી થવાનો વિચાર ઇશ્વર હજીય કરી રહ્યા છે ?



PRINTERS: M. VADILAL & CO. BHANGWADI BOMBAY 2.